બાલશિક્ષણ મંદિર-પગથીયું ૧

# હંસરાણી



## અપ્સરાસૃષ્ટીની બાલવાર્તા



—: લખનાર :—

રમણલાલ નાનાલાલ શાહ, તંત્રી: બાલજીવન

આવૃત્તિ ૨ જી સં. ૧૯૮૮

—: પ્રકાશક :—

ધી જનરલ બુક ડીપો

બુકસેલર્સ અને પબ્લીશર્સ

કેશવબાગ પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઇ, ૨.

રૂ. ૦-૮-૦

પ્રત, ૧૧૦૦ ૧-૧-૩૨

# બાલજીવનના તંત્રીના અને બીજા બાલસાહિત્યના ગ્રંથો.

| | | |
|---|---|---|
| દેશ દેશની અદ્ભુત વાતો | | ૦-૧૦-૦ |
| દેશ દેશની વિર કથાઓ.... | .... | ૦-૧૨-૦ |
| બાળકોની રંગભુમી ... | .... | ૦-૧૨-૦ |
| નગુણો રાજા ... | .... | ૦—૧-૦ |
| ગોળી બારની મુસાફરી ... | .... | ૦—૭-૦ |
| પા. પા. પગલી .... | .... | ૦—૬-૦ |
| બીલોરી પહાડ ... | .... | ૦—૩-૦ |
| બાળકોના ગાંધીજી .... | ... | ૦—૨-૦ |
| સારી સારી વાતો ભાગ ૧-૨ | ... | ૦-૧૨-૬ |
| જવાહરલાલ નહેરૂના પત્રો | .... | ૦—૮-૦ |



આ પુસ્તક ધી આનંદ પ્રીન્ટીંગ વર્કસ, દેવકરણ મેન્સન પ્રીન્સેસ સ્ટ્રીટ,
મુંબઇ, ૨ માંથી **જાદવજી પીતાંબર ઠકરે** છાપ્યું અને
માલીક ધી જનરલ બુક ડીપો. **પરમાણંદદાસ પીતાંબરદાસે**
કેશવબાગ પ્રીન્સેસ સ્ટ્રીટ મુંબઇ નં. ૨માં પ્રસિદ્ધ કર્યું.

# આ ચોપડી વિષે.



અને આ બાલ પુસ્તકમાળા સંબંધી થોડુંક લખાણ અત્રે રજુ કરવું જરૂરનું ધાર્યું છે.

'મારા બાલજીવન' માસિકમાં હાલ જે ચાલુ વાર્તા છપાય તે પુરી થયા બાદ બીજી ચાલુ વાર્તા તરીકે ચાપવા મેં 'હુસરાણી' ની વાર્તા લખી હતી. જનરલ બુક ડીપોવાળા ભાઇ પરમાનંદ અહીં આવ્યા અને એ ચોપડી એમણે જોઇ. તેમની બાલપુસ્તક માળામાં પ્રગટ કરવા એમણે તે માગી ને મેં અનુકુળ શરતોએ આપી. એ રીતે આજે આ ચોપડી બહાર પડે છે.

અપ્સરાસૃષ્ટીની અનેક અંગ્રેજી ચોપડીઓ ઉથલાવતાં આ વાર્તા તેવી એક ચોપડીમાં વાંચી હતી. તેનું કલેવર ઉઠાવી લઇ નવેસરથી આખી વાર્તા લખી નાખી. ઉચિત ફેરફારો જરૂરી જણાઇ તેટલા પુરતા કર્યા છે.

આટલું એ ચોપડી સંબંધી. હવે બીજી એક વાત. કેટલીક જગાએ એવી ભ્રમ ભરેલી માન્યતા ફેલાયલી છે કે આપણું બાલસાહિત્ય અપ્સરાસૃષ્ટીની વાર્તાઓથી હવે ભરચક થઇ ગયું છે. ચોક્કસ પુસ્તકવિક્રેતાએ પોતાનાં પુસ્તકોની કહેવાતી વિશિષ્ટતા દર્શાવવા પ્રચારકાર્યને અર્થે આ માન્યતા ચાલુ કરી અને કેટલાક વસ્તુસ્થિતિનો પુરો ખ્યાલ કર્યા વગર તે ઉપાડી લીધા-

બાલસાહિત્ય એટલે કેવળ અપ્સરાસૃષ્ટીની કે બીજી એકલી વાર્તાઓ એમ તો મારૂં કહેવું નથી જ. ન જ હોઇ શકે. પરંતુ બાલવાર્તાઓ એ બાલસાહિત્યનું પ્રધાનઅંગ છે. એની તો કોઇથી ના પાડી શકાય એમ છે જ નહિ. અને જો બાલવાર્તા એ બાલ સાહિત્યનું પ્રધાન અંગ છે, તો પછી તેવાં પુસ્તકો વધારે પ્રમાણમાં બહાર પડે તેમાં કચવાટનું શું કારણ છે તે સમજાતું નથી. બાલ સાહિત્યમાં જેમ અનેક પ્રકારનાં વિષયોને સ્થાન છે, તેમ વાર્તાઓને પણ છે. એટલે હવે આવી વાર્તાઓ બહુ થઇ ગઇ એમ કહેવું એ સાચી વસ્તુસ્થિતિ નથી.

આપણી શિક્ષણપ્રણાલી કેવી છે એ તો બધા જાણે છે. કુમળી વયે કચરી નાખનારા શિક્ષણના બોજામાંથી થોડી વાર નવરાશ મેળવી બાળક પોતાની નિવૃત્તિનો સમય આનંદમાં ગાળવા અભ્યાસના પુસ્તકો સિવાયનું પુસ્તક વાંચવા ઇચ્છા કરે તો તેની પહેલી ઇચ્છા વાર્તાઓની ચોપડીઓ વાંચવાની જ થશે.

આજ કારણથી અંગ્રેજી ભાષાના Childrens Encyclopoedia કે Childrens Book of Knowledge કે Childrens Treasure House જેવા શિક્ષણવિષયક "સર્વ-સંગ્રહ"ના બૃહદ ગ્રંથોમાં પણ બાલ વાર્તાઓ અતિ મહત્વનો ભાગ ભજવે છે. ચોપડીનો સારો જેવો ભાગ એવી વાર્તાઓએ રોકયો છે. આજ કારણથી ચરોતર એજ્યુકેશન સોસાયટી, બાલ સાહિત્ય ગ્રંથમાળા, ગિજુભાઇની બાલ સાહિત્યમાળા વગેરેમાં બાલ વાર્તાઓને ખુબ આગળ પડતું સ્થાન છે. પ્રચાર કાર્યને માટે કોઇક પ્રકાશક ગમે તે કહે પણ તેથી સાચી વસ્તુસ્થિતિ હોય તેમાં ફેરફાર થઇ શકતો નથી.

આ શિક્ષણ મંદિર માળામાં અનેક પ્રકારના મણકા પરોવવા ની તેના પ્રકાશકને ઇચ્છા છે. પણ વાર્તાઓનાં પુસ્તકોને તેમાં વિશેષ મહત્વ આપવા ઇચ્છા છે. કારણ ઉપર દર્શાવ્યાં છે. આ માળાનાં પહેલા પુસ્તક તરીકે આ ચોપડી બહાર પડી છે. બીજા પુસ્તક તરીકે 'બાલ હાસ્ય' અને ત્રીજા પુસ્તક તરીકે 'દેશ દેશની દંત કથાઓ'' બહાર પડી ચુકી છે. બીજાં પુસ્તકોની પસંદગી ચાલુ છે. આશા છે કે અગાઉના મારા આ દિશાના નમ્ર પ્રયત્નો જે સ્નેહથી ને સૌજન્યથી બાલ પ્રજાએ સત્કાર્યા છે તે જ સત્કાર આ ચોપડીઓ પણ મેળવવાને ભાગ્યશાળી થશે.

ઉતાવળમાં આ ચોપડી છાપવી પડી છે તેથી વધુ ચિત્રો ઇચ્છા છતાં નથી મૂકી શકાયાં. પ્રભુ કૃપાએ હવે પછીની આવૃત્તિના પ્રસંગે એને આથી પણ વિશેષ શોભાયમાન કરવા ઇચ્છા છે.

**રમણલાલ નાનાલાલ શાહ.** } વિજયા દશમી ૧૯૮૪

આ બીજી આવૃત્તિમાં ખાસ કાંઇ સુધારો વધારો કરવામાં આવ્યો નથી.

**પ્રકાશક.**

# હંસરાણી



## પ્રકરણ ૧લું



### ઇરાનીનો ઇલમ



ણુણુણુ! ધણુણુણુ!! ધણુણુણુ!!! ફુંઉઉઉ! ફુંઉઉઉ!! ફુંઉઉઉ!!! એરણ ઉપર હથોડાના ઘા પડતા હતા. જોરથી ધમણ ફુંકાતી હતી. બસરા શહેરનો નામીચો સોનારો, હસન સોનાના પતરાને ટીપી ટીપીને આંખ ઠરે એવા કારીગીરીભરેલા દાગીના ઘડી રહ્યો હતો.

હસન જુવાન હતો. ધનવાન હતો. જવાંમર્દ હતો. શુરવીર હતો. દયાળુ હતો. એના પડોશીઓ એને જીવજાનથી ચહાતા હતા. આખા શહેરમાં તેના જેવો નામીચો સોની બીજો એક પણ નહોતો.

આજે પણ હસન પોતાના કામમાં મચ્યો હતો. જરાક થાકી ને પરસેવાથી ભીજાયલું પોતાનું કપાળ લુછવા તેણે ડોકું ઉંચું કર્યું. એક બુઢ્ઢો ઇસમ હસનની સામે તાકીને જોઇ રહ્યો હતો. એ બુઢ્ઢાની દાઢી બરફ જેવી ઉજળી અને સાવરણી જેવડી લાંબી હતી. ખરી મઝા તો એની આંખ જોવાની હતી. બિલાડાની માફક તે ચમક ચમક થતી હતી.

મીઠાશભર્યા અવાજે બુઢ્ઢો હસનને કહેવા લાગ્યો: "સોનારા, બચ્ચા, તું ખરો કારીગર છે. તારાં હથિયારોવતી તું સોનાના ભાતભાતના દાગીના ઘડી શકે છે. બસરાની રૂપસુંદરીઓને તારા ઘડેલા દાગીના સિવાય બીજા દાગીના પહેરવા ગમતા નથી. એ બધી વાત ખરી, પણ દીકરા, તને તાંબાનું સોનું બનાવતાં કયાં આવડે છે? તું તો સોનાના ઘાટ ઘડી જાણે છે. પણ જો તાંબાને સોનું બનાવવાનો ઇલમ તું જાણતો હોય તો પછી બગદાદના નામીચા ખલીફનો ખજાનો પણ તારી આગળ રદબાતલ ગણાય."

હસન તો કતરાઇને એ બુઢ્ઢા ઇરાનીની સામે જોઇ જ રહયો. એમ તો મૂળે આરબ અને ઇરાની વચ્ચે તકરાર તો ખરી જ.

†ઇલમ=ચમત્કાર; જાદુ; ભેદ; રહસ્ય; ખુબી; યુક્તિ.

હુસન આરબ હતો. બુઢ્ઢો ઇરાની હતો. પણ આંગણે આવેલે દુશ્મન પણ મેમાન ગણાય.

હુસન નરમાશથી બોલ્યો, "નહિ * ચાચા, એવો ઇલમ મને માલુમ નથી, અને બીજા કોઇને માલુમ હોય એવી મને ખબર પણ નથી."

બુઢ્ઢો બોલ્યો: "બચ્ચા, મને તારી કારીગીરી જોઈ તારા ઉપર બહુ હેત આવે છે. મને એ ઇલિમ ખુદાની મહેરથી આવડે છે. સેંકડો માણસો એ ઇલમ મારી પાસેથી જાણવા મરી ફીટયા છે. પણ મેં એ કોઇને હજુ સુધી બતાવ્યો નથી. તારે શીખવા ઇચ્છા હોય તો હું તને તે શીખવવા રાજી છું. આજ તો હું જાઉં છું. કાલે સાંજના અહીં આવીશ અને તાંબાનું સોનું કેમ બને છે તે તને નજરે બતાવી તારી ખાત્રી કરી આપીશ. સલામ વાલેકુમ".

હુસન વિચારમાં પડી ગયો. બુઢ્ઢો ધીમે ધીમે ચાલતો થયો.

રાતના હુસન વાળુ કરવા બેઠો. પણ તેનું ચિત્ત તો ચગડોળે ચડેલું હતું. તાંબાનું સોનું બને એ વાત સાચી હશે? કદાચ એમ બને તો પછી હુસનમિયાના નશિબની બલીહારી જ થઈ જાય ને!

હુસનની મા કહે: "બેટા, શું વિચારમાં છે?"

* ચાચા=આપણે જે અર્થમાં વૃદ્ધ માણસને કાકા કે બાપુ કહીને બોલાવીએ છીએ તેમ.

હુસનઃ "ના અમ્મા, ખાસ કાંઈ નહિ."

હુસનની મા કહેઃ "દીકરા, જ્યારથી પેલો બુઢ્ઢો ઈરાની તારી સાથે વાતચીત કરી ગયો, ત્યારથી તારૂં મન ચકડોળે ચડયું જણાય છે. એવા નાલાયક ઇરાની બુઢ્ઢાની વાતમાં ભરોસો રાખી તું ન બેસીશ. નહિ તો હાથે કરીને આફતને નોંતરવા જેવું થશે."

હુસને હસીને વાત ઉડાવી દીધી.

બીજે દિવસે સાંજે ફરીથી પેલો બુઢ્ઢો આવ્યો.

"દીકરા, ભઠ્ઠીને ખુબ જોરથી તપાવ. ખુબ કોલસા નાખી સખત તાપ કર, મને થોડું તાંબુ આપ. એ તાંબાનું હું તને સોનું કરી આપીશ."

હુસને ઘરમાંથી એક ભાંગલી તાંબાની થાળી લાવી આપી. બુઢ્ઢાના કહેવા મુજબ ભઠ્ઠીમાં ખુબ કોલસા નાખ્યા ને ધમધમાવી.

પેલા બુઢ્ઢા ઇરાનીએ થાળીને સાણસાવતી કાપી તેના ટુકડા કર્યા અને એક મજબુત લોખંડના તવામાં નાખ્યા.

પછી તો હુસને ખુબ જોર કરી ધમણને ફૂંકી. ભઠ્ઠીમાંથી તણખે તણખા નીકળવા લાગ્યા.

એમ ને એમ ખુબ વાર સુધી ચાલ્યું. છેવટે પેલા તાંબાના ભંગારનો પીગળીને રસ થઇ ગયો.

બુઢ્ઢાએ પોતાની પાઘડીની અંદર ખોસેલું કાગળનું એક પડીકું કાઢ્યું. પેલા રાતાચોળ ધગધગતા તાંબાના રસની અંદર થોડીક પીળી ભૂકી કાઢીને નાખી.

ખેલ ખલાસ ! જોત જોતામાં તો બધા તાંબાનો સોનાનો રસ બની ગયો !

આતુરતા ને આનંદથી હુસને તેની ઢાળકીઓ પાડી લીધી.

ઠારીને તેને તપાસી જોઇ. સો ટચનું ચોકખું સોનું. વાલની પણ ભેળસેળ ન મળે !

હુસન આફ્રીન પોકરવા લાગ્યો.

બુઢ્ઢાની દાઢીમાં હાથ નાખી કરગરીને હુસન કહે, "અબ્બા-જાન, કાંઈપણ કરો, પણ મને આ ઇલમ શીખવાડો. તમારો ગુલામ થઇને રહીશ."

બુઢ્ઢો ઠંડે કલેજે બોલ્યો: "ભાઈ, એ ઇલમ કાંઇ વાત વાતમાં શીખી જવાય છે ? કાલે તું મારા ઘરપર આવજે. ત્યાં આપણે જોઈશું. આ સોનું તારૂં. તું તારે એ વેચી આવ."

એમ બોલી બુઢ્ઢો પોતાના ઘરની એંધાણી આપી ત્યાંથી ચાલ્યો ગયો.

હુસન બજારમાં જઇ સોનું વેચી આવ્યો.

## હંસરાણી

રાતના પહેલા પહોરે સોનામહોરોની મોટી કોથળી ખખડાવતો હસન ઘરમાં આવ્યો, પોતાની માને બધી વાત કરી.

મા બોલી: "દીકરા, એ ઇરાની બુઢ્ઢાનો તું ભરોસો ન કર આ સોનું સાચે જ આપણા પર આફત લાવ્યા વગર રહેવાનું નથી."

પણ સોનું જોઇને હસનનું ચિત ચળી ગયું હતું. માની શીખ તેને રૂચી નહિ. સોનામોહોરો સલામત ઠેકાણે મૂકી તે તો ઉંઘી ગયો.

બીજે દિવસે હસન પેલા ઇરાનીને ઘેર ગયો. ઇરાનીએ તેનો ખુબ આદરસત્કાર કર્યો. તેને ઉંચાં ઉંચાં શરબતો પાયાં. લહેજતદાર જમણો જમાડ્યાં. બુઢ્ઢાએ તો એટલે સુધી જણાવ્યું કે, "મારી દીકરીની શાદી પણ હું તારી સાથે કરીશ."

હસનનો આનંદ તો માય નહિ.

બુઢ્ઢો બબરચીખાનામાંથી એક તદન નવીન તરેહની મીઠાઇ લઇ આવ્યો.

હસન આગળ ધરી બુઢ્ઢો કહેવા લાગ્યો, "લે બિરાદર, થોડીક ચાખી જો. બહુ સ્વાદદાર છે."

અને ખરેખર! મીઠાઇની લહેજત કોઇ ઔર હતી. હસન તો ગડપ ગડપ કરી મીઠાઈ ખુબખુબા ઉડાવી ગયો.

પણ આ શું ? હુસનની આંખે અંધારાં વળે છે. તેના મ્હોંએ ફીણના ફીસોટા આવે છે. તેનો જીવ ડહોળાય છે.

શું થયું તેનો વિચાર કરી શકે તે પહેલાં તો હુસન મડદાની માફક જમીન ઉપર ઢળી પડયો.

બેભાન હુસનને લાત મારી પેલો દુષ્ટ બુઢ્ઢો દાંત ભીંસીને કહેવા લાગ્યો: " નાપાક આરબ કુતરા ! હવે તું મારા સકંજામાં બરાબર સપડાયો છે ! "

હુસનને એક મોટી પેટીમાં પુરી પેલા બુઢ્ઢાએ તે પેટી બંદર ઉપર મોકલાવી દીધી.

હુસન જાગ્યો ત્યારે આંખ ચોળીને ચારે બાજુ જોવા લાગ્યો.

ઉંચે આભ ને ચારે બાજુ દરિયાના નીલવર્ણાં પાણી !

આજુબાજુ નજર કરી તો પોતાને કેદીની અવસ્થામાં એક વહાણમાં પડેલો દીઠો. બાજુમાં જ પેલો બુઢ્ઢો બેઠેલો હતો.

તેને જોઇ હુસન બોલ્યો: "ચાચા, મારી સાથે આ બેઈમાની શા માટે ? મેં તમારૂં શું બગાડયું છે ? મને કયાં લઈ જાઓ છો ?"

" આખી આરબ જાત મારી દુશ્મન છે, ને તું આરબ છે. એટલે બેઈમાનીની વાત જ ન કરીશ. છતાં મુંગો મુંગો જે થાય તે જોયા કર ને મારી સાથે ચાલ. તને લાભ થશે."

ત્રણ મહિના વહાણ દરીયામા રહ્યું. આખરે ખુબ દુર કિનારો દેખાયો વહાણે કિનારે લંગર કર્યું. હસન અને પેલે બુઢ્ઢો કિનારે ઉતર્યા એટલે વહાણે લંગર ઉઠાવ્યું ને ચાલ્યું ગયું.

હસને નજર કરી તો ચારે બાજુ પીળી પીળી રેતીનું રણ. કાંઈએ વસતિ વાડી કે ઝાડપાનનું નામ નિશાન ન મળે. બંને જણ રણમાં રસ્તો કાપવા લાગ્યા.



# પ્રકરણ ૨જું

## વાદળીઓ પહાડ



ધીમે ધીમે હુસન અને આરબ ખુબ આગળ વધ્યા દરિયો પણ દૂરથી દેખાતો બંધ થઇ ગયો. સખત તાપથી બંને જણ પરસેવાથી ન્હવાઈ ગયા. ગરમ રેતીમાં ચાલવાથી બંને જણના પગના ગોટલા ભરાઈ ગયા.

બુઢ્ઢાએ પોતાના અંગરખાના ખીસ્સામાંથી એક નાનકડી નગારી કાઢી ને તેપર થોડા ટકોરા માર્યા.

દૂર દૂરથી રેતીનાં વાદળાં ઉડતાં હોય એમ જણાયું. થોડી વારમાં ત્રણ ઊંટો ત્યાં આવી પહોંચ્યાં.

ઇરાની બોલ્યો: "આ ઊંટ આપણને વાદળીઆ પહાડ નજીક લઇ જશે. એ પહાડની ટોચે એક જાતની વનસ્પતીની વેલ ઉગે છે. એ વેલમાંથી જે ભૂકી બને છે તેની વતી જ તાંબાનું સોનું બની શકે છે. આપણે તે વેલ લેવા જવાનું છે."

હુસન અને ઇરાની અકેકા ઊંટ ઉપર બેઠા. ત્રીજા ઊંટ ઉપર ખાવાની ખોરાકી ને પાણીની મસક લાદી. પછી તેમણે રેતીમાં ઊંટને હંકારી મૂકયાં.

સાત દિવસ ને સાત રાત એ ઉજ્જડ ને વેરાન રણવગડામાં તેમણે મજલ કરી.

આઠમે દિવસે સવારે એક લીલા રંગનું ચમકદાર મકાન તેમની નજરે પડયું. સાચા સોનાના ચાર થાંભલા ઉપર જાણે સાચાં નીલમ જડીને ઘુંમટ બનાવ્યો હોય એવું એ મકાન હતું. તેથી થોડેક દૂર એક મિનારો અને એક વિશાળ રાજમહેલ ખડો હોય એમ જણાતું હતું.

હુસને પૂછ્યું: "ચાચા, પેલો મિનારો ને મહેલ કોનો છે?",

ઇરાની: "તે તરફ તુ નજર પણ ન નાખીશ ને તેની વાત પણ ન કરીશ. એ તો જાદુઇ મહેલ છે."

પછી તેઓએ પેલા લીલા મકાન આગળ ઊંટ થોભાવ્યાં. થોડી વાર વિસામો ખાધો. એક સ્વચ્છ ફુવારો ઉડતો હતો. તેના ઠંડા પાણીથી પોતાની તરસ મટાડી ને પાછા તેઓ ત્યાંથી આગળ ચાલ્યા.

બીજા સાત દિવસ અને સાત રાત પસાર થઇ.

આઠમા દિવસે દૂર દૂર વાદળાંના ગોટેગોટા દેખાયા.

એ વાદળા તરફ આંગળી ચીંધી હુસનને બુઢ્ઢાએ પૂછ્યું. “હુસન, જો સામે શું દેખાય છે.”

“એ તો વાદળાના ઢગલે ઢગલા છે. જમીનથી તે ઉંચા આકાશ સુધી; બસ વાંદળાં ને વાંદળાં.”

ઈશિની: “એ વાંદળાં નથી. એ પહાડ છે. તેને વાદળીઓ પહાડ કહે છે. એના પથરા એવી જાતના છે, અને પહાડ ખૂબ ઉંચો છે. તેથી તેને વાદળીઓ પહાડ કહે છે. એ પહાડની ટોચ ઉપર મેં તને કહ્યુ છે તે વેલી ઉગે છે. એ વેલી તારે મને લાવી આપવાની છે.”

આખરે તેઓ બંને એ વાદળીઆ પહાડની લગોલગ આવી પહોંચ્યા.

પણ પહાડ જોઇને હુસન તો હબકી ગયો. એવો ઉંચો ને સીધો પહાડ કે ઉપર પગ ટેકવાની પણ જગા ન મળે. તેના ઉપર ચડાય શી રીતે?

હુસનની મુંઝવણ કળી જઈ બુઢ્ઢો બોલ્યો. “એમ અકળાઇશ નહિ. ઉંચે નજર કર. ટોચ ઉપર તને શું જણાય છે?”

ઉંચે નજર કરતાં જ હુસનનાં હાજાં ગગડી ગયાં. મોટાં મોટાં હાથી જેવડાં પક્ષીઓ કારમી ચીસો પાડતાં પાડતાં આકાશમાં

ઉડતાં હતાં હસને હવે તો ખરા મનથી ઇચ્છયું કે આ કમજાત બુઠ્ઠાની સાથે હું ન આવ્યો હોત તો સારૂ થાત.

બુઢ્ઢો બોલ્યો: "ગભરાઈશ નહિ. એ પક્ષીઓ તને ખાઈ નહિ જાય. એમના માળા પહાડની ટોચે છે. એ પક્ષીઓ તને પહાડ ઉપર લઈ જશે."

બુઢ્ઢાએ દેવતા સળગાવ્યો. ત્રણ રોટી બનાવી. એક નાની સીરોહીમાં પાણી ભર્યું. પછી પેલા ત્રીજા ઉંટને છરીવતી કાપી નાખ્યું. તેની ચામડી ઉતરડી લીધી. તેને રેતીવતી સાફ કરી.

પછી બુઢો હસનને કહે, "લે બચ્ચા. આ પાણીની સીરોહી, ને રોટી. પહાડ પર તને ખાવા પીવા કામ લાગશે. આ ઊંટના ચામડા ઉપર બેસી જા. આ છરી તારી પાસે રાખ, હું ઊંટનું ચામડું સીવી લઉં છું. તને મરેલું ઊંટ ધારી પેલાં રોક પક્ષીઓ ચાંચમાં ઘાલી પહાડ ઉપર લઈ જશે. ઉપર જાય એટલે છરી વતી ચામડું કાપી તું બહાર નીકળી જજે."

બુઢ્ઢાએ હસનને ચામડામાં સીવી લીધો.

થોડીવારમાં ઉંચેથી કાળું વાદળું નીચે ઉતરતું હોય એમ જણાયું.

એ બીજું કાંઈ નહિ પણ પેલું હાથી જેવડું રોક પક્ષીજ હતુ. હસનને ચામડામાં સીવેલો હતો તે પોટલાને મરેલું ઊંટ

ધારી ચાંચવતી તેને ઉંચું કર્યું. ફડ ફડ ફડ પાંખો ફફડાવતું પક્ષી આકાશમાં ઉડયું.

પહાડની છેક ટોચે જઈ રોક પક્ષીએ પોટલું નીચે મુક્યું. ત્યાં તો અંદરથી છરી વતી ચામડું ચીરી હુસન બહાર નીકળ્યો. પોતાની પાસેના છરાવતી હુસને રોક પક્ષીને ભગાડી મૂક્યું.

પછી તેણે આજુબાજુ નજર કરી. નીચે જોયું તો તેની આંખે અંધારા આવ્યાં.

નાખી નજર ન પહોંચે એટલે નીચે જમીનપર બુઢ્ઢો એક નાના ઢીંગલા જેવડો જણાતો હતો.

હુસને ઘાંટો પાડી પૂછ્યું: "ચાચા હવે, શું કરૂં?"

"આજુબાજુ નજર કર. શું જણાય છે?" નીચેથી ડોસાનો ધીમો અવાજ સંભળાયો.

"અહીં તો સુકાં હાડકાંના ઢગલા છે ને તેની પાસે એક જાતના વેલાનાં સુકાં ડાળખાંની ભારીઓ બાંધેલી પડેલી છે."

"બરાબર છે. એમાંની છ ભારીઓ નીચે નાખ. એમાંથી જ પેલી સોનું બનાવવાની ભુકી બને છે."

હુસને તો હરખના માર્યા ડોસાના કહેવા મુજબ છ ભારોઓ નીચે ફેંકી.

ભારીઓ બગલમાં મારી ઉંટ ઉપર સવાર થઈ વિદાય થતાં થતાં પેલો બુઢ્ઢો દાંત પીસીને બોલ્યોઃ "નાપાક આરબ કુતરા, હવે નિરાંતે ત્યાં મરજે. રોક પક્ષી તારા મડદાંનું માંસ ખાઇ જશે ને તારાં હાડકાં ભલે તડકામાં તપે!"

હસનના ટાંટીયા ઢીલા થઈ ગયા. લમણે હાથ દઈ તે જમીન પર બેસી ગયો. તે નીચ ડોસાએ તેને બુરામાં બુરા મોતે મારી નાખવાનો તાગડો રચી પોતાનું કામ કાઢી લીધું હતું. હવે શું કરવું?

આખરે હસન જેમ તેમ ઉઠયો. આમ તેમ નજર કરી એ પહાડની ટોચની ત્રણે બાજુએ ઉંડી ઉંડી ખીણો હતી. તે એવી સીધી સોટા જેવી હતી કે તે ઉપરથી નીચે ઉતરવું કદિ બની શકે એમ ન હતું.

ચોથી બાજુ છેક નીચે જમીનને તળીએ મહાસાગરનાં પાણી ઘુઘવતાં હતાં. એક્કે બાજુ જવાનો આરો નહોતો. હવે કેમ કરવું?



# પ્રકરણ ૩ જું

## જાદુઈ મહેલમા



સને છેવટનો ઠરાવ કરી નાખ્યો. ભૂખ ને તરસથી નબળાઇ આવે એટલે રોક પક્ષી ચાંચોવતી શરીર ફોલી ખાઈ મારી નાખે તેના કરતાં વેળાસર મરી જવું એજ વધારે સારૂં હતું. મર્યા પછી દેખવું ય નહિ ને દાઝવું ય નહિ.

"યા અલ્લા!" એમ બાંગ મારી હસને પહાડની ટોચ પરથી દરિયાનાં પાણીમાં પડતું મૂક્યું. હમણાંજ માથું અફળાઇને મરી જવાશે એવી એની પાકી ખાતરી હતી.

પણ એનું નસિબ તો બળવાન નીકળ્યું. છેક ઉંચેથી તે પડયો, પડયો, તે સીધો દરિયાનાં પાણીમાં ગયો. તેને જરા પણ ઇજા ન થઈ.

હવે હસનને હિંમત આવી. પ્રાણ બચાવવા દરિયાનાં પાણીમાં

તેણે હાથ પગ પછાડવા માંડયા, અને કોઇ પણ રીતે જમીનપર પહોંચવાની વેતરણ કરવા માંડી.

આખરે તેની આશા ફળી. ત્રણ ચાર કલાકની સખત મહેનત પછી હુસન ઘસડાતો ઘસડાતો મડદા જેવો બનીને રેતાળ કિનારે આવી પડયો. કિનારે પગ મૂકતાં વેંત જ તે બેભાન બનીને ઢળી પડયો.

કેટલી વાર તે બેભાન રહ્યો તેનું તેને ભાન ન રહ્યું પણ તે જાગ્યો ત્યારે નમતા પહોર થવા આવ્યા હતા. તેના શરિરમાં કાંઇક ચેતન આવ્યું હતું. ભૂખ કકડીને લાગી હતી. તરસે જીવ આકુળ વ્યાકુળ થતો હતો.

તે ધીમે ધીમે ઉઠયો ને રેતાળ જમીનમાં ચાલવા લાગ્યો.

સાંજ પડી, રાત થઈ ગઈ, ને મધરાત વીતી વહાણું વાવાની વેળા થઈ પણ એ રણવગડામાં કાંઈ પણ આશરો મેળવવાની જગા તેને ન જડી.

આખરે દૂર નજર કરતાં રણના છેક છેડે એક વિશાળ મિનારા વાળો સુંદર મહેલ તેનાં જોવામાં આવ્યો.

"પેલો ડોસો જાદુઈ મહેલની વાત કરતો હતો તેજ આ મહેલ. હવે એંધાણી બરાબર મળી. ચાલો, એ જાદુઈ મહેલમાં જઇએ. થાય એ ખરી." આવો વિચાર કરી હુસન તે મહેલ તરફ ગયો.



એ સુંદર કુમારિકાઓ બેઠી બેઠી સેતરંજ રમી રહી હતી.

[ પાનું ૧૭

મહેલની નજીક આવતાંજ આનંદથી તેની આંખ ઠરી ગઈ. શું રૂપાળો એ મહેલનો બગીચો? રણવગડામાં લીલી હરીયાળી કુંજની ઘટાઓ જોઈ કોને આનંદ ન થાય! ઉની ઉની લૂ વરસાવતા વાયરાને બદલે ફુલની મીઠી સુગંધીથી ભરપુર ઠંડો પવન તનમનનો થાક તાબડતોબ ઉતારી નાખતો હતો. અને ખળખળ કરતા વહેતા નિર્મળા રૂપેરી પાણીના ઝરાના અવાજ તથા પક્ષીઓના મધુર કિલકિલાટથી હુસનના હૈયાનો આનંદ માયો નહિ.

હુસન બાગમાં થઈને મહેલમાં પેઠો.

અંદર આરસની જમીનપર કિંમતી ઇરાની ગાલીચો બીછાવેલો હતો તેના ઉપર બે સુંદર કુમારિકાઓ બેઠી બેઠી સેતરંજ રમી રહી હતી.

“ઓ મા! આ કોણ!” એમ ચમકીને એક બાલિકાએ હુસન સામું જોયું.

“પેલો ઇરાની ડોસો આ બાજુ થઇને જે જુવાનને લઇ ગયો તે તો આ ન હોય?” બીજી બોલી.

“બ્હેનો, હું જ તે કમનશિબ આદમી છું. ખુદાતાલાએ ઘાતકીમાં ઘાતકી પ્રકારના મોતમાંથી મારો અજબ રીતે બચાવ કર્યો છે.”

અને હુસને પોતાની વીતક વાત તેમને કહી સંભળાવી.

"હુસન, તમે અમારા ભાઇ થજો. અમે તમારી બ્હેનો થઇશું. તમે આ મહેલમાં આનંદથી રહો. પહેલાં તમે ખાવાનું ખાઇ, પાણી પી તાજા થાઓ."

હુસન આગળ તે સુંદરીઓએ ભાત ભાતનાં પકવાન ને શરબત મેળવેલા પાણીની સીરોહી મૂકી.

હુસને પેટ ભરીને ખાધું ને પાણી પીધું

તે પરવારીને બેઠો હશે એટલામાં બીજી પાંચ સુંદરીઓ બ્હારથી શિકાર કરીને આવી. હુસનને જોઇ તેઓ ગુંચવાડામાં પડી. પેલી બે બ્હેનોએ તેમને બધી વાત સમજાવી. હુસન ત્યાં રહેશે જાણી સૌ આનંદ પામી.

એક સુંદરીએ ખુલાસો કર્યો:" અમે સાતે બ્હેનો છીએ. દરરોજ અમારામાંની પાંચ જણીઓ શિકાર ખેલવા જઇએ છીએ અને બે જણી ઘેર રહીએ છીએ. અમારા પિતાજી એક બળવાન રાજ્યના સુલતાન છે. પરંતુ અમારા પારવગરના રૂપને લીધે અમારા ઉપર કાંઈ આફ્ત ન આવે તેટલા માટે તેમણે અમને ખુબ દુર આવા વેરાન રણમાં આ બાગ ને મહેલ બંધાવી આપીને રાખી છે."

હુસન ત્યાં રહ્યો. રોજ તે પાંચ બ્હેનોની સાથે શિકાર ખેલવા જાય. તેની ચાલાકી ને નિશાન તાકવાની કળાથી સાતે સુંદરીઓ તેના ઉપર રાજી રાજી થઈ ગઇ. મા જણ્યા ભાઈ કરતાં પણ તેઓ હુસનપર વધારે હેત રાખવા લાગી.

એમ ને એમ એક વર્ષ વીતી ગયું. એક દિવસ હુસને દૂર નજર નાખી તો રેતીનાં વાંદળાં ઉડતાં દેખાયાં. કોઈ માણસો મહેલ તરફ આવતાં હતાં એમ હુસનને લાગ્યું. તેણે સાતે બ્હેનોને એ વાતની ખબર આપી.

બ્હેનો ગભરાઈ. તેઓ બોલી. “અમારા બાપુજીએ મોકલેલા માણસો હોય તો? ભાઇ, તમે અંદર સંતાઇ જાઓ. તમે અહીં છો એ તેઓ જાણે એ ઠીક નહિ. ગભરાશો નહિ.”

હુસન પોતાના ખંડમાં જઈને સુઈ રહયો.

થોડી વારે એક બ્હેન તેની પાસે આવી ને બોલી:“અમારા પિતાજી અમને મળવા બોલાવે છે. અમારાં માણસો અમને તેડવા આવ્યાં છે. અમારે જવું પડશે. તમે આ ચાવીઓનો ઝુડો લો. આખા મહેલમાં તમે ગમે ત્યાં જઇ શકશો. નિરાંતે હરજો ફરજો, ને આનંદમાં રહેજો. અમે બે મહિનામાં પાછાં ફરીશું. પણ વ્હાલા ભાઇ, આ સોનાની ચાવી જોઇ? એ ચાવી વડે દક્ષિણ દિશાનો છેલ્લો દરવાજો ખુલી શકે છે, ત્યાં તમે કદિ જશો નહિ ને દરવાજો ખોલશો નહિ. તમારા પોતાના ભલાને માટે તમને આ સંબંધમાં ખાસ ચેતવણી આપતી જાઉં છું. તે જગા સિવાય ગમે ત્યાં હરજો ફરજો.”

થોડી વારમાં સાતે રાજકન્યાઓ રસાલા સાથે તેમના બાપના રાજ્યમાં જવાને ઉપડી ગઇ.

હસન એકલો પડયો. તેને બધું સુનું સુનું લાગવા માંડયું. આજે આ ખંડ જુએ, કાલે પેલો ખંડ જુએ, એમ થોડા દહાડા તો કાઢયા. પણ પછીથી રોજ એકની એક ચીજો જોઇને કંટાળો આવવા લાગ્યો.

આખરે તેનાથી ન રહેવાયું. પેલી સોનાની ચાવીવડે તેણે દક્ષિણ દિશાનો છેલ્લો દરવાજો ઉઘાડયો.

દરવાજો ઉઘડતાંજ તેની નજરે દાદર પડયો. હસન ઉપર ચડયો. દાદર પુરો થતાં એક બારણું આવ્યું. બહાર નીકળતાંજ એક સુંદર બગીચો નજરે પડયો. આખા મહેલની આજુબાજુ જે બગીચો હતો તે બગીચો આ સુંદર બગીચા આગળ કશા હિસાબમાં નહોતો.

હસન બગીચાની પગવાટોમાં આમતેમ ધુમવા લાગ્યો.

એમ ને એમ આગળ જતાં આખરે તે એક નાનકડા ગ્રીષ્મ મંદિર આગળ આવી પહોંચ્યો. રૂપાળા ફળપુલથી લચી રહેલી વેલો ને છોડવા એ ગ્રીષ્મમંદિર પર ચડાવ્યા હતા. નર્યા સુખડનું તે નાનકડું મકાન બાંધેલું હતું. અંદર સંગેમરમરની ફરસબંધી કરેલી હતી. બાજુમાંજ ચોકમાં ચંદની જેવા આરસના પથરામાંથી બનાવેલો એક કુંડ હતો ને તેમાં બીલોર જેવાં ઠંડાં પાણી ભરેલાં હતાં. એ કુંડની ચારે બાજુ રૂપાળાં પુલોથી શોભતાં ઝાડનાં ઝુંડ આવી રહેલાં હતાં, અને તેમાં થઇને સુરજનો તડકો જરા પણ અંદર આવી શકતો ન હતો. હસને

આવી રળીયામણી જગા નજરે જોવાની તો વાત જ નહિ પણ કદિ સ્વપ્નમાં પણ જોઇ નહોતી.

હુસન ત્યાં ઉભો રહીને મઝા જોવા લાગ્યો. એટલામાં ફડ ફડ કરતો પાંખોનો ફડફડાટ સંભળાયો. દુર રણમાંથી ઉડીને દસ રૂપાળાં હંસ પક્ષીઓ તે બાજુ આવતાં જણાયાં.

હુસન સંતાઇને એક બાજુએ ઉભો રહયો. તેની ધારણા ખરી પડી. પેલાં પક્ષીઓ ઉડીને એ કુંડ આગળ જ આવી પહોંચ્યાં.

હુસને જોયું કે એ દસ હંસણીઓ હતી અને તેમાંની એક રાણી હોય એમ જણાતું હતું, કારણ તેની આજ્ઞા મુજબ બીજી હંસણીઓ ચાલતી હતી.

પણ થોડી વારમાં હંસાણીઓએ અને તેમની રાણીએ પોતાનાં શરિર ખંખેર્યાં. હંસનાં શરિર તજી પાણીમાં પડી કે તરત જ દસ રૂપસુંદરીઓ બની ગઇ. તેઓ તળાવમાં નહાવા લાગી ને ગમત કરવા લાગી.

તેમનાં અલૌકીક રૂપ જોઇ હુસન તો ગાંડો જ બની ગયો. તેમાંય એ હંસણીઓની રાણીના રૂપના તેજના ઝગારાએ તો હુસનના હૈયામાં ખળભળાટ મચાવી મૂકયો. આંખનાં પોપચાં પળ વાર પણ બંધ કર્યા વગર ફાટે ડોળે તે હંસરાણીને સંતાઇને જોઇ જ રહયો.

થોડી વાર નાહી ધોઈ ગમત કર્યા બાદ દસે કુમારીકાઓ બહાર આવી. પોત પોતાનાં પીછાંવાળા પોશાક પહેરી લઇ પાછી

હંસરાણીઓ બની જઇ તેઓ રણમાં ઉડી ગઇ ને નજરથી જણાતી દૂર થઇ.

હસન પોતાની સંતાવાની જગાએથી બહાર આવ્યો. હંસ-ણીઓ ઉડી ગઇ એ દિશામાં તે કલાકોના કલાકો સુધી જોતો બેસી રહયો. આખરે નિરાશ બની તે ત્યાંથી નીકળી પોતાના ખંડ માં ગયો.

હસનને હંસરાણીને પોતાની સ્ત્રી બનાવવાની તાલાવેલી લાગી હતી. તે સાનભાન ભૂલી ગયો. ખાવાપીવાની પણ દરકાર રહી નહિ. દહાડે દહાડે તે એટલો બધો ગળાતો ચાલ્યો કે થોડા દિવસમાં હાડપીંજર સિવાય તેના શરિરમાં કશું બાકી ન રહ્યું તેનું મોત નજીક આવતું હોય એમ લાગ્યું.



# પ્રકરણ ૪ થું

## હંસરાણીના લગ્ન.




જ અરસામાં એ માસની મુદત પુરી થઇ અને પેલી સાત રાજકન્યાઓ પાછી મહેલમાં આવી. હસનની હાલહવાલ દશા જોઇ તેઓ બહુ દુઃખી થઈ. તેનું કારણ તેમને હસનને પૂછીને જાણી લીધું.

સાતે બ્હેનો વિચારમાં પડી. હંસરાણી સાથે હસનનાં લગ્ન શી રીતે થાય? તેમણે હસનને બહુ બહુ સમજાવ્યો. તેની હઠ છોડાવવા ખૂબ પ્રયત્ન કર્યો, પણ હસને માન્યું નહિ.

રાજકન્યાઓ કહેઃ "હસન, વ્હાલા ભાઇ, એ કદિ બની શકે એમ નથી. દૂર દૂર–જ્યાં આપણી કલ્પના પણ ન પહોંચી શકે ત્યાં–વકવક નામનો દેશ દરિયામાં આવેલો છે. એ પ્રદેશનો સુલતાન મહા બળવાન છે. એ રાજાઓનો પણ રાજા છે અને આખી દુનિયા તેની ધાકે થરથર ધ્રૂજે છે. એ સુલતાનને સાત પુત્રીઓ

છે. સાતે રૂપરૂપનો ભંડાર છે. એ સાતે પુત્રીઓ વકવકના દેશમાં આવેલા સાત ટાપુઓ ઉપર રાજ્ય કરે છે. નાની રાજકન્યા સૌથી વિશેષ રૂપવાળી છે. એ સાતમાં ટાપુડાની મહારાણી છે. એના વૈભવ અને રૂપ આગળ દુનિયા આખીની રાજકન્યાઓ ને રાણીઓ પાણી ભરે. એ જ રાજકન્યાને તેં જોઈ છે. પોતાની સાહેલીઓને સાથે લઈ હંસણીઓના રૂપમાં તેઓ ઘણી વાર તેં જોઇ એ જગાએ ન્હાવાં ને ગમત કરવા આવે છે. આવી રાણી સાથે તારા લગ્નની શી રીતે ગોઠવણ થઈ શકે?"

પણ હસન બંદો જેનું નામ! એને તો હંસરાણી મેળવવાની ખરેખરી રઢ લાગેલી.

હસન દહાડે દહાડે વધારે ને વધારે દુબળો પડવા લાગ્યો.

એક દિવસ છ બ્હેનો રણમાં શિકાર કરવા ગઈ. નાની બહેન એકલી હસનની સારવારમાં રહી હતી. હસનનું દુઃખ તેનાથી જોયું જતું ન હતું. તેણે બહુ બહુ વિચાર કરી જોયો.

આખરે તેને એક યુકિત જડી આવી. હસનને કહેવા લાગી: "ભાઈ, હંસરાણીને મેળવવાની એક યુકિત મને સુઝી છે. આજે ચાંદરાત છે. દર ચાંદરાતના દિવસે હંસરાણી આવે છે. આજ પણ તે થોડા વખતમાં આવશે. તું આજે બાગમાં તે કુંડ આગળ સંતાઈ જા. હંસરાણી પોતાની સાહેલીઓ સાથે ન્હાવા આવે એટલે છાનામાના રાણીની પીછાંવાળી પાંખો લઇ તું સંતાડી દેજે. તે સિવાય હંસરાણી ઉડી જઈ શકશે નહિ. પછી શું થાય છે તે જોઇશું."

હસને તો રાજકન્યાના કહેવા મુજબ કર્યું. હંસરાણીની પાંખો લાગ જોઇને સંતાડી દીધી.

હંસરાણી નાહીને બહાર નીકળી. પાંખોની શોધાશોધ ચાલી. તેની સાહેલીઓ આખો બાગ શોધી વળી. પણ હસન એવી ખુબીથી સંતાયો હતો કે તે કોઇની નજરે ન પડયો.

એમ ને એમ સાંજ પડવા આવી. એ દેશની રહેનાર સ્ત્રીઓથી રાતે તે જગ્યાએ રહેવાય નહિ એવો નિયમ હતો. આથી હંસરાણીને ત્યાંજ રડતી ને વિલાપ કરતી છોડી તેની સાહેલીઓ આંખમાંથી શ્રાવણ ભાદરવો વરસાવતી ત્યાંથી વિદાય થઇ.

તેમના ગયા પછી હંસરાણીના સંતાપની સીમા રહી નહિ. રડી રડીને તેની આંખો રાતી થઈ ગઇ. તેનો અવાજ ખોખરો ને ઢીલો થઇ ગયો. આંખનાં આંસુથી આખું અંગ ભીંજાઇ ગયું. આખરે એ કોમળ રાજકન્યા સંતાપ અને સંકટની મારી બેભાન બની કુંડના કિનારે જ ઢળી પડી.

નાજુક ગુલછડીને ઉંચકે એમ હંસરાણીને ઉંચકીને હસન તેને પોતાના ખંડમાં લાવ્યો. પોતાની નાની બ્હેનને ત્યાં બોલાવી.

એટલામાં શિકાર કરીને બીજી બ્હેનો પણ આવી પહોંચી. હંસરાણીને હસનના ઓરડામાં જોઇને તેમને ભારે નવાઇ લાગી. બ્હેને બધો ખુલાસો કર્યો.

સાતે બ્હેનો હંસરાણીની ખીદમતમાં ખડે પગે હાજર રહી તેમની કોમળ સારવારથી થોડી વારમાં હંસરાણીની આંખ ઉઘડી. અજાણી જગામાં સાત સુંદરીઓ અને એક પરાયા પુરૂષની વચ્ચે પોતાને જોઈ તે ગભરાઇ ગઈ. પછી તે બેભાન બની જવાની તૈયારીમાં હતી, પણ નાની બ્હેને બહુજ મીઠાશથી તેને બધી વાત કહી અને પોતાના તરકટને માટે માફી માગી. નાની બ્હેને હંસરાણીને હુસનની સાથે શાદી કરવા વિંનંતિ કરી.

પણ હંસરાણીએ હુસન જોડે પરણવાની સાફ ના પાડી હુસન સમજી ગયો કે અહીં બળનું કામ નથી પણ કળનું કામ છે. એટલે તે કશું બોલ્યો નહિ.

એમ ને એમ દિવસોના દિવસો વીતી ગયા.

હુસન ખડે પગે હંસરાણીની ખીદમત બજાવવા લાગ્યો હંસરાણીનું મન આખરે ફર્યું. હુસનની નરમાશથી તેની રીતભાત અને તેના મોહક દેખાવે હંસરાણીના અંતરમાં ઉમળકા આવ્યા.

અને બહુ દિવસો બાદ એક વખત હુસને જ્યારે નરમાશથી તેને પોતાની સાથે પરણવાની વિનંતિ કરી ત્યારે હંસરાણી તેને ના પાડી ન શકી.

હુસન અને હંસરાણીનાં લગ્ન સાતે બ્હેનોએ એજ મહેલમાં એ જ દિવસે કરી નાખ્યાં.

હસનમિયા ઇડરીયો ગઢ ખરેખરો જીતી ગયા! વકવકન ટાપુના બળવાન સુલતાનની સૌથી લાડકી કન્યા તેની બીબી બની હતી.

હંસરાણી પણ ધીમે ધીમે પોતાના દેશને વિસરવા લાગી અને હસનની સાથે આનંદ કરવા લાગી.

પણ તમે પૂછશો કે પેલી પાંખોનું શું થયું? હસનમિયાને તમે કાચા ન સમજશો. હસને બહુજ સંભાળથી એક મજબુત લાકડાની પેટીમાં પાંખોને છુપાવી હતી અને તેની ચાવી પોતાની પાસે કોઈ ન જાણે એમ રાખી મૂકી હતી.

ઉપરની વાતને થોડા દહાડા વીતી ગયા છે. એક રાતે મહેલમાં હસન મધરાતે એકલો બારી આગળ લમણે હાથ દઇને ઉભો છે. હંસરાણી ઉંઘમાંથી ઝબકીને જાગી ઉઠી છે. હસનને નિરાશામાં નિસાસા મૂકતો જોઇ તે હેતથી તેને તેનું કારણ પૂછે છે.

હસન કહેઃ હંસા!! મને સ્વપ્નું આવ્યું. મારી મા બસરામાં દુખી થાય છે. બિચારી મારા વિયોગથી બોરબોર જેવડ આંસુ સારે છે. અને હું અહીં અમન ચમનમાં દહાડા કાઢું છું મારા જેવો કપુત કોણ?"

હંસરાણીએ હસનને દિલાસો દીધો. તેની સાથે બસરા આવવાનું કબુલ કર્યું.

હસન બહુ રાજી થયો. તેણે સાત બ્હેનોને વાત કરી. હસનના જવાની વાત સાંભળી સાતે બ્હેનો રડી પડી. પોતાના વ્હાલા ભાઈ વગર તેમને હવે બધું સુનું સુનું લાગશે એ વિચારે તેમનાં હૈયા કકળી ઉઠયાં.

પણ હસનને ના પણ કેમ કરીને કહેવાય? આખરે તેમણે હસનને અને હંસરાણીને ભારે હૈયે વિદાયગિરી આપી.

જતી વખત હસનની ભારે આનાકાની છતાં તેમણે હંસરાણીને સોના રૂપા ને હીરા મોતીના દાગીનાથી મઢી દીધી બંનેને બેસવાને બે ઉમદા ઊંટ આપ્યાં અને કીમતી વસ્ત્રો તથા જર ઝવેરાતની પેટીઓ તેમજ મેવા મીઠાઈથી લાદેલાં સાત ઊંટ પણ તેમને બક્ષીસ આપ્યાં.

આખરે ઘણાં દિવસો વીત્યા બાદ રણની ભયંકર મુસાફરી પુરી કરી હસન બસરા પહોંચ્યો. જઈને પોતાની માને પગે પડયો.

દીકરાને લાંબે વખતે સાજોતાજો, આખા મુલકમાં ન મળે એવી રૂપાળી વહુ સાથે, ને વળી ધનના ડુંગર સાથે પાછો ફરેલો જોઇ, ઘરડી માતાના હૈયામાં કેટલો આનંદ થયો હશે એ તમેજ કલ્પી લો.

બે ત્રણ દિવસ વીત્યા બાદ હસનની મા કહેવા લાગી "દીકરા આટલી બધી દોલતની સાથે આ શહેરમાં રહેવું એ મને વ્યાજબી જણાતું નથી. માટે તારી ઈચ્છા હોય તો આપણે બગદાદ જઈએ.

અહીં રહીશું તો બધાં એમજ કહશે કે હુસન ક્યાંકથી લૂંટ કરીને દોલત લઈ આવ્યો છે."

હુસનને પણ તેની માની સલાહ ગમી. બસરાથી પોતાનુ ઘરબાર ખાલી કરી પોતાનો ખજાનો, રાચરચીલું, ને વાસણ કુસણ લઈ હુસન, તેની મા, અને હંસરાણી વિદાય થયાં.

ખલીફાનો નામાંકિત રાજધાની બગદાદ શહેરમાં હુસને એક મહેલ જેવું જંગી મકાન ખરીદી લીધું. ત્યાં પોતાના કુટુંબની સાથે તે ભારે ઠાઠમાઠથી રહેવા લાગ્યો. બગદાદના લોકો હુસનને કોઈ મોટો ઉમરાવ સમજતાં.



# પ્રકરણ ૫ મું

## હંસરાણી પલાયન!



ઉપરની વાતને સાત વર્ષો વીતી ગયાં. હુસનના મહેલમાં બે ખુબસુરત ભુલકાં ખેલી રહ્યાં હતાં. પોતાના બંને છોકરાને લઇને હુસન એક દિવસ હીંચકે બેસી હીંચકાં ખાતો હતો ત્યાં તેને અચાનક પેલી સાત રાજકુમારીઓ સાંભરી. આટલાં આટલાં વરસ વીત્યાં પણ એમની ભાળ નહોતી કાઢી. તેઓ કેવો નગુણો ધારશે!

આમ વિચાર કરી હુસને હંસરાણીની અને માની રજા લઇ થોડા દિવસ રણની પેલે પાર રાજકન્યાઓને મળવા જવાનું નક્કી કર્યું. હુસને હંસરાણીની પોતાની માને સોંપણ કરી અને ખાસ ચેતવણી આપી કે: " મા, હંસરાણીની સંભાળ લેજે. એને કોઇ વાતે ઓછું આવવા દઇશ નહિ. એ હવાની ઉડનારી છે. મારા વિયોગના સંતાપથી તે પેલી પાંખો પહેરી ઉડી ન જાય એ ખાસ કાળજી રાખજે. આપણા મહેલના બગીચાની અંદર હોજની નજીક

હમામખાનું છે તેની અંદર સોનાની મઢેલી એક સુખડની પેટી છે. તે પેટીમાં હંસરાણીની પાંખો છે. તેની ચાવી તું તારી પાસે રાખ."

એમ કહી ચાવી માને આપી.

હસન બસરાથી બગદાદ ગયો ને ત્યાંથી પેલી રાજકન્યાઓ-ની પાસે ગયો.

આટલે લાંબે વખતે પોતાના ભાઇને મળવા આવેલો જોઇ રાજકન્યાઓ તો જાણે ગાંડીજ થઇ ગઈ. હસનને અછો અછો કરવા લાગી.

બ્હેનોની ખાસ આજીજીથી હસન થોડા દહાડા ત્યાં થોભી ગયો.

હવે બગદાદમા શું બન્યું તે આપણે જોઇએ. હસનની મા અને હંસરાણી એક દિવસ બગદાદના હમામખાનામાં ન્હાવા ગયાં હતાં. આપણા દેશમાં આવાં જાહેર હમામખાનાં ઓછાં હોય છે પણ બીજા ઘણા દેશમાં પ્રજાને ન્હાવા માટે ન્હાવાની સુંદર જાહેર જગાઓ બંધાવેલી હોય છે. આવાં મકાનોને હમામખાનાં કહે છે.

હંસરાણીને ન્હાતી જોઇ ગુલામડી તેના તરફ તાકીને જોઇ રહી. એ ગુલામડી બગદાદના ખલીફની વડી બેગમની માનીતી દાસી હતી. બગદાદનો સુલતાન ખલીફ કહેવાતો હતો. હંસરાણીનુ આકાશી અપ્સરા જેવું રૂપ જોઇ તે દિંગ થઇ ગઇ.

## હંસરાણી પલાયન!

ગુલામડી નાહીને પોતાની શેઠાણી પાસે ગઇ. તેને હંસ-રાણીના રૂપની વાત કરી.

બેગમને ચટપટી થઇ. એવી તે રૂપાળી પરી અહીં કયી હશે!

ગુલામડીએ કહ્યુંઃ "નામદાર સુલતાના, એ સ્ત્રી નાહીને જતી હતી ત્યારે એના ઘરની એંધાણી મે રાખેલી છે. કહો તો તેને તેડી લાવું."

સુલતાનાએ હા પાડી.

દાસી હંસરાણીના મહેલમાં ગઇ. હસનની માને મળી અને બાદશાહી ફરમાનની વાત કરી.
હસનની મા ગભરાઇ. રાજા વાજાં ને વાંદરાં, ત્રણે કમજાત! એમને રીઝાતાં વાર નહિ. ને ખીજાતાંય વાર નહિ. પણ બાદશાહની વડી બેગમનું તેડું! કાંઇ ના પડાય?

આખરે ભગવાનપર ભરોસો રાખી હંસરાણીને લઇ તે દાસી સાથે રાજમહેલમાં ગઇ.

બેગમે બંનેને આવકાર આપ્યો. હંસરાણીનું રૂપ જોઇ બેગમ ઠરી જ ગઈ.

હંસરાણીના ખભાપર હેતથી હાથ ફેરવતી બેગમ બોલીઃ "હંસરાણી, સાચે જ તું રૂપની ખાણ છે! જાણે આરસની

પૂતળી! ખુદાએ ખુબ ઉદાર હાથે તને રૂપ ગુણુની બક્ષિસ દીધી છે!"

ખલીફની બેગમનાં આવાં વખાણુથી હંસરાણી તો પુલાઇ ગઇ. કેમ ન પુલાય? કયી સ્ત્રીને પોતાનાં વખાણુ નથી ગમતાં! અને તેમાં પણુ વખાણુ કરનાર બગદાદની સુલતાના જાતે હોય એટલે તો પૂછવુંજ શું!

હંસરાણીએ આગળ પાછળનો વિચાર કર્યા વગર શરમાતાં શરમાતાં કહ્યું: "નામદાર બેગમ સાહેબ, મારી હંસણીને પાંખો સાથે જો મને આપે ઉડતાં જોઇ હોય તો તો આપ વળી મને કોણુ જાણે શું ય કહો!"

"અહો! હંસરાણી! તું સાચેસાચ ઉડી શકે છે! ત્યારે તો હમણાં જ તારી પાંખો મગાવ, ને મને ઉડી બતાવ જોઇ એ!"

હંસરાણીએ જીભ કચરી. બોલતાં તો બોલી ગઇ, પણુ હવે પોતાની મૂરખાઇનું તેને ભાન આવ્યું.

હસનની મા તો ખરેખરી ગભરાઇજ ગઇ.

આખરે હંસરાણી હિંમત એકઠી કરી બોલી: "બેગમ સાહેબા, એ કયાં છે તેની મને ખબર નથી. માત્ર મારા ધણી અને મારાં સાસુજી એ જાણે છે."

બેગમે ડોશીને પાંખો લાવી આપવા વિનંતિ કરી.

ડોશીએ ચોકખી ના પાડી. હસન ખાસ ના કહીને ગયો છે તે બેગમને જણાવ્યું.

પણ બેગમ માને? એણે ડોશીને ખુબ સમજાવી. જાત જાતની ભેટ સોગાદ આપવા માંડી. ધનની લાલચ બતાવી. ધાક ધમકી આપી જોઈ. પણ ડોશી કશાથી ન ડગી.

આખરે બેગમ જાત પર ગઇ. તેણે ત્રણ તાળી પાડી. એક દાસી હાજર થઇ. તેને સિપાઇઓ બોલાવી લાવવા હુકમ કર્યો. જોતજોતામાં પંદર વીસ સીપાઇઓ હાજર થયા.

બેગમે ડોસીની જડતી લેવા ફરમાવ્યું.

સીપાઇઓએ ડોસીની જડતી લીધી અને પેલી કુંચી બેગમ સાહેબ આગળ રજુ કરી.

કુંચી લઇ હંસરાણીની આખો મહેલ ને બગીચો શોધી જે પણ પેટીમાં હંસણીની પાંખો સંતાડી હોય તે પાંખો લઇ આવવા બેગમે હુકમ કર્યો.

થોડી વારમાં સીપાઇઓ પેલી પાંખો સાથે બેગમની પાસે હાજર થયા.

બેગમે હંસરાણીને પાંખો પહેરી ઉડવાનું કહ્યું.

હંસરાણીએ ખુબ આનાકાની કરી પણ બેગમે માન્યું નહિ.

## હંસરાણી પલાયન !

આખરે હંસરાણીએ પાંખો પહેરી લીધી અને જરૂખા આગળ આમતેમ ઉડવા માંડ્યું. થોડી વારમાં તેનામાં કોઇક અજબ શક્તિ આવી ગઈ. ઉડીને આમતેમ ફરવાની તેની ખુબ ઇચ્છા થઈ ગઈ. મહેલની આજુ બાજુ તે આકાશમાં આંટા દેવા લાગી.

બેગમની ખુશાલી અને નવાઇનું તો પૂછવું જ શું !

પણ જેમ જેમ હંસરાણી ઉડતી ગઈ તેમ તેમ તેને પોતાનું વતન, પોતાની બ્હેનો, પોતાનાં માબાપ, ને પોતાની પ્રજા સાંભરી. તે હસન ઉપર બહુ હેત રાખતી હતી છતાં કોણ જાણે કેમ, પણ હવે તેને વકવકના મુલકમાં જવાની તીવ્ર ઈચ્છા થઇ આવી. એ ઇચ્છા રોકવા તેણે બહુ બહુ પ્રયત્ન કર્યો પણ તે ફોકટ નિવડયો.

ધીમે રહી તે મહેલમાં આવી. પોતાના બંને પુત્રોને કેડમાં લઈ લીધા. બેગમને સલામ કરી પાંખો ફફડાવતી તે ઉડી ગઈ!

હસનની મા અને બેગમ આંખો ફાડીને જોઇ જ રહ્યાં. હંસરાણી ગઇ તે ગઈ. પાછી ન જ ફરી !



## પ્રકરણ ૬ ઠું

## વકવકના ટાપુમાં




પરની વાતને ત્રણ મહિના વીત્યા. હુસન પોતાની બ્હેનોને મળી તેમની વિદાયગીરી લઇ બગદાદ પાછો આવ્યો. તેને બધી ખબર પડી. તેની દિલગીરી ને નિરાશાનો પાર ન રહ્યો.

હુસને નિશ્ચય કર્યો કે હુંસરાણીની ગમે તેમ કરીને ભાળ લગાડવી. તેના વગર જીવી શકાય એમ તો છે જ નહિં. તો પછી તેને મેળવવા મહેનત કેમ ન કરવી? જો મળશે તો મહેનત સફળ થશે. નહિ મળે તો જીંદગીનો છેડો આવશે.

આવો નિશ્ચય કરી હુસન પાછો પોતાની બ્હેનોની પાસે ગયો. તેમને બધી વાત કરી. ગમે તેમ કરી વકવકના ટાપુઓની ભાળ કાઢી હુંસરાણીને મળવા જવાનો પોતાનો નિશ્ચય જાહેર કર્યો.

એની બ્હેનો તો રડવા લાગી. વકવકના ટાપુ કયાં આવ્યા તેની પણ કોઇને ખબર નહોતી. ત્યાં કેવાં કેવાં સંકટો નડશે તેના વિચારે જ તેમને કમકમાં આવતાં હતાં. તેમણે હસનને બહુ બહુ સમજાવ્યો અને વિના કારણ મોતના જડબામાં ન જવા આજીજી કરી. પણ હસને ન માન્યું. હસન મરણીયો થયો હતો.

આખરે સૌથી મોટી રાજકન્યાએ એક ધુપદાની મગાવી. તેમાં થોડોક ધુપ નાખ્યો. પછી અમુક જાતના મંત્રો બોલવા લાગી.

જેમ જેમ મંત્રો બોલતા ગયા તેમ તેમ આખા ઓરડામાં અંધારૂ થવા લાગ્યું.

થોડી વારમાં તો કડાકા ને ભડાકાના અવાજો થયા અને જમીન ઉપર કોઇ ધબાક લઇને પડયું હોય એવો અવાજ થયો.

આંખો ચોળીને હસન જુએ તો એક બુઢ્ઢો માણસ સામે ઉભો છે. ધુમાડો ને અંધારૂ જતું રહ્યું છે.

પેલો માણસ રાજકન્યાનો મામો થતો હતો. મોટી રાજકન્યાએ વકવકના ટાપુડા કયાં આવ્યા તે સંબંધી સલાહ લેવા મંત્ર ભણી જાદુનો પ્રયોગ કરી પોતાના મામાને બોલાવ્યા હતા.

મામો બોલ્યો, "જમરાજાને ઘેર જવું ને આ વકવકના ટાપુ ઉપર જવું બંને બરાબર છે. મેં સાંભળ્યું છે કે સાત ઉંચા ઉંચા પહાડો, સાત ઉંડી ઉંડી ખીણો ને સાત મોટી મોટી નદીઓ ઓળંગીને દરિયાની પાર જઇએ ત્યારે વકવકના ટાપુમાં જઈ શકાય છે. ત્યાં પણ પાર વગરની મુશિબતો નડશે."

મામાએ ગમે તેટલું સમજાવ્યું પણ હુસન બંદો એકનો બે થાય નહિ.

છેવટે હુસનનો નિશ્ચય જોઈ ડોસાએ બે તાળી પાડી અને મંત્ર ભણી મહેલની બહાર આવી એક કુંડાળું કર્યું. પોતાન. ગજવામાંથી એક કાળી ગોળી કાઢી તે વચમાં મૂકી. ફરી પાછા મંત્ર ભણવા માંડયા.

થોડી વારમાં જબરો કડાકો થયો. પેલી ગોળી ફાટી અને અંદરથી સુંઢ હુલાવતો એક બળવાન હાથી બહાર નીકળ્યો.

ડોસાએ હુસનને એ હાથી ઉપર બેસી જવા કહ્યું પોતે પણ હુસનની પાછળ બેઠો.

રાજકન્યાઓની વિદાય લઈ હુસન અને ડોસો મહેલ છોડી પશ્ચિમ દિશા તરફ ચાલી નીકળ્યા.

ત્રણ દિવસ ને ત્રણ રાત તેમણે મુસાફરી કરી.

ચોથે દિવસે તેમની નજરે આસમાની રંગનો એક પહાડ પડયો.

પહાડની અંદર એક મોટો લોખંડી દરવાજો હતો.

ડોસો અને હુસન એ દરવાજા આગળ ઉતર્યા. હાથીને ત્યાં જ રાખી બંને પેલો દરવાજો ઉઘાડીને અંદર પેઠા.

અંદર અંધારામાં ખુબ દૂર જવા પછી વળી એક બીજો પીત્તળનો દરવાજો આવ્યો. એ દરવાજો બંધ હતો.

ડોસાએ પોતાના ગળે પહેરેલું તાવીજ લઈ એ દરવાજાને અડકાડયું અને થોડાક મંત્રો બોલી ગયો.

તરતજ દરવાજો ખુલી ગયો.

હસનને બારણા બહાર ઉભા રહેવા કહી ડોસો એકલો અંદર ગયો.

થોડી વાર રહી ડોસો બહાર આવ્યો. બે ઘોડાને લગામવતી ઝાલી તે લાવતો હતો.

એક ઘોડા ઉપર ડોસો બેઠો. હસનને બીજા ઘોડા ઉપર સવાર બનવાનું કહ્યું.

બંને જણા પીત્તળના દરવાજાની અંદર પેઠા ને ઘોડા મારી મૂકયા.

આખો દિવસ મુસાફરી કરી. સાંજના પહોર દૂર એક બીજો કાંસાનો દરવાજો આવ્યો.

બંને જણા ત્યાં ઉતર્યા. ડોસો વળી પાછા મંત્ર ભણી ગયો. તરતજ દરવાજા ઉઘડી ગયા.

"હસન, હવે સલામ. અહીંથી તું ઘોડેસવાર બની બહાર ખુલ્લું મેદાન દેખાય છે તે રસ્તે જા. આગળ જતાં કદિ જોયેલું નહિ એવું વેરાન સુકું રણ આવશે. ત્યાં દહાડે સૂર્યનો માથું

ફાડી નાખે એવો તાપ પડે છે. ઉના ઉના પવનથી જીવ હેરાન થઈ જાય છે. રેતીના વંટોળીયાથી ભર બપોરે અંધારૂં થઇ જાય છે. રાતના ગજબની ઠંડી પડે છે. એવાં રેતીના રણમાં દસ દિવસ ને દસ રાત તારે મુસાફરી કરવી પડશે.

"અગીઆરમા દિવસે તારી નજરે એક પહાડ પડશે. એ પહાડમાં એક ઉંડી ગુફા છે. એ ગુફાના દરવાજા આગળ આ ઘોડો તને લઈ જશે. તું દરવાજે ઉતરી જજે ને ઘોડાને એકલો અંદર છોડી મૂકજે. પછી દરવાજા આગળ છ દિવસ સુધી તું રાહ જોજે. સાતમે દિવસે પેલાજ ઘોડા ઉપર બેસી એક સફેદ દાઢીવાળો ડોસો તારી પાસે આવશે. એ ડોસો આખી દુનિયાના વિદ્વાન માણસોનો મુખી છે. તેને આ કાગળ આપજે ને તારી વાત કહેજે વકવકના ટાપુડામાં ક્યાંથી જવાશે ને ત્યાં તારે શું કરવું પડશે તેની તે માણુસ તને ખબર આપશે."

એમ બોલી ડોસાએ હસનને એક કાગળ લખી આપ્યો.

ડોસાનો આભાર માની હસન ઉપડ્યો. ડોસો ત્યાંથી વિદાય થયો.

દસ દિવસની ભયંકર રણની મુસાફરી પુરી કરી અગીઆરમા દિવસે હસન પેલી ગુફા આગળ આવ્યો. ત્યાં ઘોડાને અંદર જવા દઇ છ દિવસ સુધી તે રાહ જોતો બેઠો.

સાતમા દિવસે ઘોડા ઉપર બેસી સફેદ દાઢી ને સફેદ પોશાક પહેરેલો એક ડોસો ત્યાં આવ્યો.

હસને ડોસાને સલામ કરી પેલો કાગળ આપ્યો. હંસરાણીની બધી વાત કરી.

ડોસાએ વાત સાંભળીને ડોકું હલાવ્યું.

તે બોલ્યો: "બહાદુર જવાન, અહીં સુધી તું અનેક સંકટો વેઠીને આવ્યો તે ઉપરથી તારી બહાદુરી અને હિંમતની કિંમત હું આંકી શકું છું. પણ વકવકના ટાપુઓમાં જવું બીલકુલ સહેલું નથી. વળી એક વાર તું ત્યાં જઇશ, તો પણ હંસરાણીનો તને મેલાપ થાય એવો જરાકે સંભવ નથી. એમ છતાં કદાચ હંસરાણીને તું મળી પણ શકે તોપણ તારૂં કશું વળવાનું નથી, અને તું ખરાબમાં ખરાબ મોતે માર્યો જઇશ. માટે સમજુ હોય તો હજુ પણ મારી સલાહ માન અને પાછો વળ."

પણ હસન હામ હારી જાય એવું પૂતળું કયાં હતો! એ તો કહે: "ગમે તે સંકટ નડે, ને મારૂં ગમે તે થાય, પણ મારે તો વકવકના ટાપુમાં જવું જ છે."

"તારી મરજી. ખુદા તારૂં ભલું કરે." એમ બોલી પેલા ધોળી દાઢીવાળા ડોસાએ જમીનપર જોરથી એક લાત મારી ને કાંઇક ન સમજી શકાય એવી ભાષામાં મંત્રો બોલ્યો.

થોડી વારમાં જમીન ફાટી અને અંદરથી એક ભયંકર દેખાવવાળો રાક્ષસ બહાર આવ્યો.

ડોસો કહે: "હસન, આ રાક્ષસની પીઠ ઉપર સવાર થઇ જા. અહીંથી તારે સાત ઉંચામાં ઉંચા પહાડો, સાત મોટી મોટી

નદીઓ અને સાત ઉંડામાં ઉંડી ખીણો પસાર કરવી પડશે. ઘોડો હાથી, કે ઊંટ કોઇ પણ જનાવર કામ નહિ લાગે. આ રાક્ષસ આકાશમાં ઉડી તને એ બધી જગાઓ ઉપરથી સહીસલામત લઈ જશે. પંદર દિવસની મુસાફરી પછી રાક્ષસ તને કપુરનગરના કિલ્લાના કાંગરા આગળ ઉતારશે. ત્યાંના રાજા ઉપર હું તને એક કાગળ લખી આપું છું. તે કાગળ તું તેને આપજે એટલે તે તને આગળ કયાં જવું ને શું કરવું તે કહેશે."

હુસન કાગળ લઇ ડોસાને સલામ કરી રાક્ષસની ગરદન ઉપર બેસીને ઉપડયો.

પંદર દિવસની આકાશની મુસાફરી પુરી કરી સોળમે દિવસે હુસને કપુરનગરના કિલ્લાના કાંગરા ઉપર પગ મૂકયો.

ત્યાંથી તે કપુરનગરમાં ગયો. રાજાજીને મળ્યો ને તેને પેલો કાગળ આપ્યો.

રાજાએ કાગળ વાંચ્યો. હુસને બધી વાત કરી.

રાજા બોલ્યો." બધી વાત તો ખરી, પણ વકવકના ટાપુડા ઉપર હમેશાં સ્ત્રીઓ ચોકી કરે છે. કોઇ પણ મરદ માણસને કિનારા ઉપર ઉતરવા દેવામાં આવતો જ નથી. જો કોઇ જણાય તો તરત જ તેને ઠાર મારવામાં આવે છે. એટલે તું ત્યાં જાય ને વાત જણાઈ જાય તો તરત જ તને મારી નાખે. પણ છતાં તારો ત્યાં જવાનો આટલો બધો આગ્રહ જ છે તો તને એક યુકિત બતાવું

છું. આવતી કાલે અહીંથી માલસામાન ભરીને એક વહાણ વકવકના ટાપુડા ઉપર જવાનું છે. વહાણમાં એક મોટી પેટીમાં તને પુરી દેવડાવીશ. ત્યાં બીજો બધો સામાન ખાલી કરશે તે વખતે તારાવાળી પેટી પણ કિનારે ઉતારશે. પછી તું ને તારૂં કીસમત. બોલ, તને આ ગોઠવણ પસંદ છે?"

હસને હા પાડી.

બીજા દિવસે પેટીમાં પુરાઇ હસન વકવકના ટાપુના પ્રવાસે ઉપડયો.

દરિયામાં દસ દિવસની મુસાફરી કરી અગીઆરમે દિવસે વહાણે વકવકના ટાપુડાને કિનારે લંગર કર્યું.

ઉંચી જાતનાં અત્તર અને કીમતી રેશમી તથા હીરાગળ વસ્ત્રોથી ભરેલા પઠારાઓ વહાણમાંથી કિનારા ઉપર ઉતારવામાં આવ્યા. સાથે સાથે હસનવાળી પેટી પણ કિનારે ઉતારવામાં આવી.

બધો સામાન ઉતરી ગયા પછી વહાણનાં માણસોએ લંગર ઉપાડયું ને તેઓ પાછા ફર્યા.

હસનની છાતી ધડક ધડક થવા માંડી. હવે શું થશે એ વિચારે એનું ચિત્ત ચકડોળે ચડયું.
એમ કરતાં સાંજ પુરી થઈ ગઈ ને રાત પડી.

હસનના કાને બખ્તરોના ખણખણાટ પડયા. ચારે બાજું અજવાળું અજવાળું થઇ રહ્યું.

પોતાની પેટીમાં બાકોરૂં હતું. તેમાંથી હસને આજુબાજુ નજર કરી.

લોખંડનાં બખ્તરોમાં સજ્જ થઇ સ્ત્રીઓની એક મોટી ફોજ હાથમાં બળતી મસાલો સાથે કિનારે આવી પહોંચી હતી.

સ્ત્રીઓએ પેટીઓ તપાસી લીધી. જેટલા પટારા મગાવ્યા હતા તેટલા પટારા બરાબર હતા.

તેઓ પેટીઓ ઉઘાડી માલસામાન તપાસતી હતી તે અરસામાં એક બાજુ જરાક અંધારૂં થયું તે તકનો લાભ લઇ હસન પોતાની પેટીમાંથી બહાર નીકળ્યો.

એક જરા મોટી વયની સ્ત્રીએ તેને જોયો.

હસને આજીજી કરી તેને ચુપ રહેવા ઈસારત કરી.

પેલી સ્ત્રીને દયા આવી. તેણે હસનને ઇસારતથી નજીકના એક ઝાડની બખોલમાં ભરાઇ જવા સમજાવ્યું. ને પોતે આડી ઉભી રહી.

આ રીતે અંધારૂં થયું એટલે હસન હરણના જેવી ચપળતાથી ઝાડના થડની બખોલમાં ભરાયો.

બધા પટારા બરાબર તપાસી બંધ કરી પેલી સ્ત્રીઓ પોત પોતાના તંબુમાં ચાલી ગઇ.

પેલી મોટી ઉમરની સ્ત્રી બધી સ્ત્રીઓ ગઇ ત્યાં સુધી ઉભી રહી.

પછી તે પણ પોતાના તંબુ તરફ જવા લાગી. જતાં જતાં તેણે હસનને ઇસારતથી સમજાવ્યું કે હું જે રસ્તે જાઉં છું તે રસ્તે થોડી વાર રહીને મારા તંબુમાં આવજે.

હસને તેમ કર્યું.

પેલી સ્ત્રીને હસને બધી વાત કરી. પોતે કેવી કેવી મુશીબતો વેઠી છે અને હુંસરાણી ખાતર જીવ આપવાની કેવી તૈયારી કરી છે એ બધી વાત વિગતે સમજાવી. હાથ જોડી પોતાને મદદ કરવા એ સ્ત્રીને આજીજી કરી.

બાઈ દયાળુ હતી. હસનનાં સાહસભર્યાં કામો ઉપર તે આફ્રીન બની ગઇ. તેણે હસનને આશ્વાસન દીધું ને હસનને બીજે દિવસે સવારે એ ટાપુની રાણી પાસે લઇ જવા વચન આપ્યું.

સવારે એ બાઈ બોલીઃ "ભાઇ, તારા આ વેશમાં જો તું બહાર નીકળે તો તરત જ તને ઠાર મારી નાખવામાં આવે. કોઇ પણ પરદેશી મરદને દેખાય ત્યાંથી મારી નાખવો એવો આ રાજ્યમાં સખ્ત હુકમ છે. માટે તું આ ઘાઘરો પેહેરી લે ને ઓઢણી ઓઢી લે. મ્હોંએ આ બુરખો ઓઢી લે. તને સ્ત્રી વેશમાં રાણી સમક્ષ લઇ જવો પડશે."

હસનમિયાને બીબી બનીને જવું બહુ વસમું લાગ્યું. પણ તે સિવાય બીજો કોઇ ઇલાજ ન હતો. એટલે મને કે કમને હસને સ્રીનો પોશાક પહેરી લીધો.

હસનમિયા બીબી બનીને પેલી બાઇ સાથે રાણીના મહેલમાં ગયા.

બાઇએ રાણીને હસનની બધી વાત કરી.

રાણી તો ક્રોધથી લાલચોળ બની ગઇ. એણે તો બાઇને ઉધડી જ લેવા માંડી: "તું એને અહીં લાવનારજ કોણ! પરદેશી મરદને તું ઠેઠ મહેલમાં મારી પાસે લઇ આવી! તને ને એને બંનેને ઠાર મરાવું ત્યારે ખરી. પણ હાલ તો એને અહીં લાવ. મારે એને કેટલીક વાત પૂછવી છે."

હસનને ત્યાં લાવવામાં આવ્યો.

રાણી બોલી: "તું કહે છે કે આ દેશની હંસરાણીને તું પરણ્યો છે. પણ એ હંસરાણી તો તારૂં પાડેલું નામ છે. એનું ખરૂં નામ શું?"

"મને એ નામની ખબર નથી. પણ તેનો ચહેરો બરાબર તમારા જેવો જ હતો. તમે મોટાં છો ને તે ઉમરમાં નાની છે એટલો જ ફેર છે."

રાણી સમજી ગઇ કે હંસરાણી બીજી કોઇ નહિ પણ તેની સૌથી નાની બ્હેન હોવી જોઇએ.

રાણી પેલી બાઇને કહેઃ "હવે હું સમજી ગઇ કે મારી નાની બ્હેન વકવકના ટાપુડાપરથી શા માટે વરસો સુધી ગેરહાજર હતી: એનો ને મારો મેળાપ થયે આઠ વરસ વીતી ગયાં. તેને તેડી મંગાવ. પણ તેને કહેજે કે તેનાં છોકરાંને તે તારી સાથે જલદીથી મોકલી દે. મને એ છોકરાંને જોવાનું મન છે."

બાઈ તો રાણીની રજા લઇ હંસરાણીને બોલાવવા ગઇ.

હુસનને મહેલના એક ખંડમાં છુપી રીતે રાખ્યો. તેનો પુરૂષનો પોશાક પહેરવા દીધો, કારણ ત્યાં કોઇ જોનાર ન હતું.

જે દેશમાં હંસરાણીનું રાજ્ય હતું ત્યાંથી હંસરાણીના છોકરાને લઇને પેલી બાઈ સાત દિવસમાં આવી પહોંચી ને ખબર આપી કે હંસરાણી પાછળ આવે છે.

રાણીએ હુસનને બોલાવ્યો.

હુસનને જોતાંજ પેલા બે છોકરા, "બાપુ!" એમ બોલી તેના ગળે વળગી પડયા.

હુસન તેમને ખોળામાં લઇ રમાડવા લાગ્યો. લાંબા વખતે પોતાના વ્હાલા દીકરાઓને જોઈ તેનો આનંદ માયો નહિ.

પણ રાણીના હૈયામાં ગુસ્સા અને અદેખાઈની જવાળાઓ ભડભડાટ બળતી હતી. વકવકના ટાપુડાની દેવતાઈ રાણી આવા એક સાધારણ મૃત્યુ લોકના માણસને પરણે? કેટલી શરમની

વાત! અહીં રાજ્યમાં ખબર પડે તો શરમથી બધાંનું મોત થઇ જાય.

રાણીએ બે ગુલામોને બોલાવ્યા. તેમને ઇસારત કરી. હુસનને એક હડસેલો મારી દૂર કર્યો. બંને છોકરાંને રડતાં કકળતાં રાણીની પાસે લાવવામાં આવ્યાં.

રાણીની ઇસારતથી પેલા ગુલામોએ હુસનનાં કપડાં કાઢી નાખ્યાં. મીઠાનાં પાણીનાં કુંડાંમાં નરમ ચામડાના ગુંથેલા ચાબખા પલાળીને તૈયાર રાખેલા હતા તે બંને ગુલામોએ પોતાના હાથમાં લીધા.

સનનનનન, સનનનનન! હુસનની પીઠ ઉપર કોરડાનો કાતીલ મારો ચાલ્યો. એ ઘાતકી ગુલામોએ હુસનને એટલો સખત માર માર્યો કે તેના બરડાની તમામ ચામડી રોટલાની પાતળી પોપડીને માફક ઉખડી ગઇ અને અંદરથી લોહીની સેરો ચાલી.

આટલું છતાંય દુષ્ટોને દયા ન આવી. રાણી તરફથી સૂચના મળતાંજ ગુલામોએ ફરીથી જોરબંધ માર મારવો શરૂ કર્યો.

હુસનની પીઠમાંથી માંસના લોચા ને લોચા બહાર સરી પડવા લાગ્યા. ઘાતકીપણાની હદ આવી ગઇ.

અતિશય સખત મારને લીધે હુસન બેભાન થઇ જમીન ઉપર ઢળી પડયો.

રાણીએ કહ્યું: "આ બદમાસને મહેલની પાછળની બારીએ-થી કાવ ને કાંટાવાળી ઉંડી ખાઈમાં ફેંકી દો."

ગરિબ બિચારો હસન! મરેલાં મડદાને ઢસરડે તેમ ઢસરડી તેને ઉંધે માથે ખાઈમાં ફેંકી દેવામાં આવ્યો.

થોડી વારમાં હંસરાણી આવી પહોંચી.

હંસરાણીને જોતાંજ રાણી ગુસ્સાથી લાલચોળ બનીને બોલી: 'દુષ્ટ ચંડાળણી, મૃત્યુ લોકના આવા ભીખારડાને તું પરણી બેઠી? કાળમુખી! વકવકના આખા રાજ્યની આબરૂની તેં હરરાજી કરાવી અને આખા કુંટુંબનું નામ બોળ્યું! હું સૌથી વડી બહેન છું એટલે તારાપર મારી સત્તા પહોંચે છે. તારા એ હસનીયાને તો મરણ તોલ મારી મારો ગઈ કાલનોજ ઉંડી ખાઈમાં ફેંકી દેવામાં આવ્યો છે. આજેજ હું હુકમ કાઢું છું કે તારૂં રાજ્ય જપ્ત કરીઃ મારા રાજ્ય સાથે જોડી દેવામાં આવશે. અને હવે તારો વલે કરૂં છું તે પણ તું જોઇ લે!"

આમ બોલી રાણીએ જોરથી સીસોટી વગાડી. ઉઘાડી તરવારો સાથે છ કાળી હબસણો આવીને હાજર થઇ.

રાણીએ કહ્યું: "આ દુષ્ટાને હાથ પગે સજ્જડ બાંધી મહેલની દક્ષિણ બાજુની કાળી કોટડીમાં પુરી દો."

રાણીના હુકમનો તરતજ અમલ કરવામાં આવ્યો.

# પ્રકરણ ૭ મું

## આખરે મળ્યાં!



વે આપણે હસનનું શું થયું તે જોઇએ મહેલની પાછળ ઉંડી ખાઇ હતી અને તે ખાઇમાં કાદવ કીચડ તથા ઝાડનાં ઝાંખરા હતાં. હસનના સારા નશિબે એ પડયો તે જગાએ પાણી હતું, એટલે તેને વધારે વાગ્યું નહિ. ઉલટું પાણીની ઠંડકથી તેના જીવને જરા શાંતિ વળી.

આવી આફતમાં પણ હસન હિંમત હારી જાય એમ નહોતો. એણે આજુબાજુ નજર ફેરવી. કયે રસ્તે અહીંથી નાસી છુટયા એનો એણે વિચાર કરવા માંડયો. મહા મુશિબતે કાદવ કીચડની અંદરથી તે ખાઈમાં આગળ ને આગળ જવા લાગ્યો.

ખુબ દૂર ખાઇમાં ચાલ્યા પછી એક ઠેકાણે ખાઈની અંદર એક ઝાડનું ઠુંઠું હતું તે હસનની નજરે પડયું.

હસન તે હુકા ઉપર ચડ્યો. ત્યાંથી બહુ મહેનતે ખાઈની અર બચડી દિવાલ ઉપર વાંદરાની માફક વળગી તે બહાર નીકળી ગયો.

હવે હસનના જીવમાં જીવ આવ્યો. એક ઝાડની બખોલમાં રાત પડી ત્યાં સુધી સંતાઇ રહ્યો.

રાતના અંધારામાં તે ત્યાંથી નાસી છુટયો. શહેર બહાર ખુબ દુર ગીચ જંગલ હતું ત્યાં પહોંચી ગયો.

ત્યાં ચાંદાના અજવાળામાં એક ઝાડ નીચે બે છોકરા લડતા હતા. તેમના હાથમાં એક વિચિત્ર આકારની ટોપી હતી અને એક વિચિત્ર અક્ષરોની કોતરણીવાળી જાદુઇ લાકડી હતી.

હસન છોકરાઓની પાસે ગયો. તેમને પૂછ્યું: "અલ્યા તમે કેમ વઢો છો ?"

એક છોકરો બોલ્યો, "ભાઇસાહેબ, તમે આવ્યા તે બહુ સારૂ થયું. હવે અમારી તકરારનો નિવેડો આણો. વાત એમ છે કે અમારો બાપ એક મોટો જાદુગર હતો. એની જુદી જુદી ચીજો અમે અમારી વચ્ચે વહેંચી લીધી છે. પણ આ જાદુઇ લાકડી કોણ લે તેની અમારી વચ્ચે તકરાર પડી છે."

"એવો એ લાકડીમાં શો ચમત્કાર છે?" હસને પૂછ્યું.

"આ લાકડી બહુ ચમત્કારી છે. એના ત્રણ ટકોરા જમીન ઉપર મારીએ તો સાત મહા બળવાન જાદુગરો આપણી સેવામાં

હાજર થઈ જાય, અને આપણે જે કામ કરવા ધારીએ તે તેમની મદદથી કરી શકીએ."

"સરસ. અને આ ટોપીમાં શો ચમત્કાર છે?" હસને ફરીથી પૂછ્યું.

"એ ટોપી તો વળી ખુબ કરામતી છે. માથે પહેરીએ કે તરત આપણે અદૃશ્ય થઇ જઇએ. આપણે બધાને જોઇ શકીએ, પણ આપણને કોઇ જોઇ ન શકે. આપણે જયાં જવું હોય ત્યાં એ ટોપીની મદદથી જઇ શકીએ. અમારામાંથી પેલી લાકડી કોણ રાખે એ ઠરાવી આપો."

હસને એક પથરો હાથમાં લીધો.

પછી તેણે છોકરાઓને કહ્યું: "જુઓ આ પથરો હું દુર ફેંકુ છું. હું એક, બે ને ત્રણ કહું કે બંને જણ દોડજો જે છોકરો એ પથરો મને પહેલો લાવી આપશે તે લાકડી જીતી જશે. અહીં એ લાકડી ને ટોપી મૂકો."

છોકરાઓએ લાકડી ને ટોપી હસનને આપી.

હસને પથરો હાથમાં ખુબ ઘુમાવીને આડે રસ્તે ઝાડીમાં ફેંક્યો. એક–બે–ત્રણ એમ બોલી એણે છોકરાઓને છોડી મૂકયા.

રાતનું અંધારૂં, ગીચ ઝાડી, ને તેમાંથી એક નાનો પથરો ખોળી લાવવાનો. કેટલી મુશીબત તે તમે જ સમજી લો. બંને છોકરા પથરો શોધવા આમતેમ રખડવા લાગ્યા.

આ બાજુ હુસને લાકડી હાથમાં લીધી. માથે પેલી જાદુઇ ટોપી પહેરી લીધી. ધીમે રહીને ત્યાંથી પસાર થઇ ગયો! છોકરા બિચારા હાથ ઘસતા રહી ગયા. એની લડવાડમાં ત્રીજાનું કામ પાકયું.

હુસને મનમાં કલ્પના કરી કે મારી સ્ત્રી અને બાળકો જ્યાં હોય ત્યાં જવું છે.

જોતજોતામાં તો હુસન એક ઓરડામાં આવીને ઉભો રહયે બારીએથી નજર કરી તો પેલીજ રાણીનો રાજમહેલ, ને તેમાંના જ એક ઓરડામાં એ ઉભો હતો.

હુસનના આનંદનો પાર ન રહયો.

તેણે આમતેમ નજર ફેરવી. એક પલંગ ઉપર તેના બંને છોકરા ડુસકાં ખાઈ ખાઇને રડતા હતા. હંસરાણી પલંગની નીચે બેભાન અવસ્થામાં પડી હતી. મજબુત દોરડાવતી તેને મુશ્કેટાટ બાંધવામાં આવી હતી.

હુસનને ત્યાં જોતાંજ હંસરાણી દુઃખ ને શરમથી કંપી ઉઠી.
હુસન તેને દિલાસો દેવા લાગ્યો.

રડતી કકળતી હંસરાણી બોલી: “ હુસન, તમારાપર દુઃખ નાં ઝાડ ઉગાડનાર અભાગણી હુંજ છું. હું જો નાસી આવી ન હોત તો તમે અહીં આવત નહિ અને તમને તથા આપણને બધાંને આ દુઃખ વેઠવું ન પડત.”

એમ બોલી હંસરાણી ડુસકાં પર ડુસકાં ખાઇ ખાઇને રડવા લાગી. હસને તેને ગઇ ગુજરી ભુલી જવાનો આગ્રહ કર્યો ને તેને શાંત પાડી

હંસરાણી બોલી: "હવે તમે અહીંથી જતા રહો તો સારૂ. કારણ મારી દુષ્ટ બહેન કયી વખતે અહીં આવી ચડશે ને તમને હેરાન કરશે એનો કાંઇ ભરોસો નથી."

હસને કાંઇ જવાબ ન આપ્યો. તેણે ધીમે ધીમે હંસરાણી-ને બાંધેલાં બધાં દોરડાં છોડી નાંખ્યાં.

હંસરાણીએ અને હસને બંનેએ એકેક બાળક પોતાની કેડમાં લઈ લીધું. મહેલમાંની પથારીઓમાંની ચાદર તથા બીજાં લુગડાં બાંધી હસને બારીવાટેથી નીચે ઝંપલાવ્યું. હંસરાણી પણ એ કપડાંવાટે નીચે બાગમાં આવી.

બંને જણ રાતના અંધારાનો લાભ લઇ પોતાનાં બાળકો સાથે બાગના એક નાના દરવાજા આગળ ગયાં. પણ એ દરવાજો તો બહારથી બંધ હતો! મોટે દરવાજે સખત ચોકી પહેરો હતો.

હવે કેમ કરવું! બંને જણાં ત્યાં વિચાર કરવા થોભ્યાં.

એટલામાં એ દરવાજા બહાર ટકોરા પડયા.

હસન ગભરાયો.

પણ ત્યાંથી અવાજ આવ્યો: "હુસન, ગભરાશો નહિ. હું તો તમને કિનારેથી બચાવનાર બાઇ છું. હું હમણાં બારણાં ઉઘાડી આપીશ. પણ તમે મને તમારી સાથે લઈ જવાનું કબુલ કરશો? આ ઘાતકી લોકોથી હું ખુબ કંટાળી ગઈ છું."

હુસને હા પાડી.

પેલી બાઇએ બહારથી બારણું ઉઘાડયું.

બધાં નાસી છુટયાં.

હુસને એક એકાંત જગાએ જઇને પોતાની જાદુઈ લાકડી જમીનપર પછાડી. તરતજ અંદરથી સાત બળવાન જાદુગરે નીકળ્યા.

કાળા કાળા ભૂત જેવા. એમના પગ જમીન ઉપર ને માથું તો ઉંચે આકાશમાં અડે. એમની લાંબી લાંબી દાઢી છેક જમીનો અડકે ને પવનમાં ફરરર ફરરર થાય. દરેકના હાથમાં એકકી અકીકના પથરાની માળા હતી.

જાદુગર બોલ્યા: "જાદુઇ લાકડીના માલિક, કહો, અમે આપની શી સેવા બજાવીએ?"

હુસન: "અમારે અહીંથી બગદાદ જવું છે. કેટલો વખત લાગશે?"

જાદુગરોઃ "બહુ જલદીથી જાઓ તો પણ ઓછામાં ઓછુ. એક વરસ!

"ઓ બાપરે! હવે કેમ કરવું"

"તમે ગભરાશો નહિ." જાદુગરો બોલ્યા. "અમે તમને ત્રણ પાંખાળા ઘોડા આપીશું. એના ઉપર તમે સવાર થઈ જજો. તમે ને તમારી ઓરત એકેકો છોકરો તમારી સાથે લઇ લેજો. બનશે એટલી ઝડપથી એ ઘોડાઓ તમને બગદાદ પહોંચાડી દેશે. એક માસથી વધારે વખત ઘોડા ઉપર તમને નહિ લાગે. આ ટાપુડાના લોકો જો તમારી પાછળ પડશે તો અમે તેમની સાથે તમારી વતી લડીશું."

હસન, હંસરાણી ને પેલી સ્ત્રી પાંખાળા ઘોડાપર બેસી ગયાં. હસને મોટો છોકરો ને હંસરાણીએ નાનો છોકરો પોતાની આગળ બેસાડી લીધો હતો.

તરતજ ઘોડા આકાશમાં ફડ ફડ ફડ પાંખો ફફડાવતા ઉડ્યા.

થોડા દિવસ તો નિર્વિઘ્ને પસાર થયા.

એક દિવસ હંસરાણીએ પાછળ નજર કરી તો ધુળના ગોટે ગોટા ઉડતા જણાયા. વકવકના ટાપુનું લશ્કર તેમની પાછળ પડ્યું હતું!

હંસરાણી ગભરાઇ ગઇ.

હસન કહેઃ "ફિકર નહિ."



તરતજ ઘોડા ફડ ફડ પાંખો ફફડાવતા ઉડયા.

[ પાનું ૫૬

તેઓ ત્રણેએ જમીન ઉપર ઘોડા ઉતાર્યા.

હસને જાદુઇ લાકડીના ત્રણ ટકોરા જમીનપર માર્યા.

તરતજ પેલા સાત જાદુગરો હાજર થયા.

હસને તેમને દુશ્મનો સાથે લડવાનું કહ્યું.

"ફિકર નહિ." જાદુગરો બોલ્યા.

તેમણે જાદુના મંત્રો ભણવા માંડયા. જોત જોતામાં તો આકાશમાંથી નાની નાની ગોળીઓ ઢગલાબંધ રણમાં પડવા લાગી. જયાં ગોળી જમીનને અડકે કે ફટ લઇને ફાટે. ફાટતાંજ અંદરથી બહાદુર લડવૈયાઓ નીકળે!

આમ થોડી વારમાં તો જાદુગરોના પક્ષમાં હજારો લડવૈયાઓ તૈયાર થઇ ગયા.

હાથી, ઘોડા, ઊંટ, તોપો, બંદુકો, બખતરો, તોમર, ભૂગળ, તરવારો, ધનુષ, બાણ, ને બીજાં લડાઇનાં સાધનો પણ જોતજોતામાં હાજર થઈ ગયાં.

એટલામાં તો પાછળથી દુશ્મનનું લશ્કર, "મારો! કાપો!" કરતું આવી પહોંચ્યું.

પછી તો પૂછવુંજ શું! ખરેખરી લડાઇ મચી. ધરતી ધમધમવા લાગી. ધુળનાં વાદળાંથી સુરજ ઢંકાઇ ગયો. ચારે બાજુ

અંધારૂં થઈ ગયું. તીડના ટોળાં ઉલટે તેમ બાણોના વરસાદ વરસવા લાગ્યા. બંદુકો ને તોપોના ગોળા ગુડુડુડુડુડુ ગુડુડુડુડુડુ કરતા ઉડવા લાગ્યા. તરવારો, બરછીઓ, ગુપ્તીઓ, કટારો, ગદાઓ ને જમૈયાઓ હવામાં ચોમેર ઉછળવા લાગ્યા. જમીનમાં લોહીની નદીઓ ચાલી. રેતી લોહીથી તરબોળ, કાદવવાળી બની ગઇ, જબરજસ્ત લડાઇ જામી.

* * * *

એ દિવસ ને એ રાત સુધી એ લડાઇ ચાલી.

આખરે વકવકના ટાપુના લશ્કરનો મોટો ભાગ નાશ પામ્યો. જે બચ્યા હતા. તેમને જાદુગરોનાં માણસોએ કેદ પકડી લીધાં.

હંસરાણીની મોટી બ્હેનને કેદ કરી પગમાં બેડી પહેરાવી જાદુગરોએ હંસરાણીની પાસે રજુ કરી.

બ્હેનની આંખમાંથી આંસુની ધાર ચાલતી હતી. તેનું મ્હોં દયામણું થઇ ગયું હતું. તે થરથર ધ્રૂજતી હતી. તેને ખાત્રી હતી કે હંસરાણી અને હસન હવે તેને જીવતી નહિ મૂકે.

પણ હંસરાણી દિલની ખરેખરી માયાળુ હતી. ગમે તેમ પણ મા જાણી બ્હેન! તેની આ દુર્દશા કેમ દેખી જાય?

હંસરાણીએ પોતાને હાથે બ્હેનનાં બંધન તોડી નાખ્યાં, તેને ભેટી પડી. હસનને કહી તેના લશ્કરનાં બચેલાં માણસોને છુટાં

કરાવ્યાં. રાણીએ હંસરાણીનો હાથ પોતાની રાજીખુશીથી હસનના હાથમાં સોંપ્યો. પોતાની ભુલ માટે બંનેની માફી માગી.

છેવટે પાછા પોતાના પાંખાળા ઘોડાઓ ઉપર સવાર બની હંસરાણી હસન અને છોકરાઓ બગદાદ તરફ રવાના થયાં. જાદુગરો પોતાના લશ્કર સાથે હસનની આજ્ઞા લઇ પોતાને રસ્તે પડયા. હંસરાણીની બ્હેન પોતાના બચેલા લશ્કર સાથે વકવકના ટાપુમાં જતી રહી. પેલી બાઈ હસન ને હંસરાણી સાથે નાસી આવી હતી તે પણ વકવકના ટાપુમાં જતી રહી.

રસ્તામાં કપુરનગરના રાજાના મહેલમાં હસન ને હંસરાણી ઉતર્યા. રાજાને કિંમતી ભેટ સોગાદો આપી. તેનો આશિર્વાદ લઇને પાછાં ઉપડયાં.

ત્યાંથી પેલા લાંબી દાઢીવાળા ડોસાની પાસે તેની મહેનતના બદલામાં તેને પેલી અદૃશ્ય બનાવનારી ટોપી આપી ને તેની વિદાયગીરી લઇને ઉપડયાં.

આખરે રણના છેડે હસનની પેલી સાત બ્હેનોના મહેલમાં તેઓ આવી પહોંચ્યાં.

હસન ને હંસરાણી થોડા દિવસ ત્યાં રહ્યાં. બ્હેનોના મામાને બોલાવી બધી વાત કરી. તેની મદદ માટે તેનો આભાર માની હસને પેલી જાદુઈ લાકડી તેને આપી દીધી અને પાંખાળા ઘોડા પણ તેને જ સોંપી દીધા.

પછી ઉંટ પર સવાર બની હુસનની બ્હેનોએ ફરીથી આપી તે પુષ્કળ માલમતા સાથે લઇ તેઓ બગદાદ આવ્યાં.

હંસરાણી ને હસન ડોસીને પગે પડ્યાં.

થોડા મહિના બાદ હુસનને કંકોત્રી મળી. તેમાં લખ્યું હતું કે તેની સાતે બ્હેનોને તેમના મનગમતા રાજવંશી ધણી સાથે પરણાવવામાં આવનાર છે.

હુસન હંસરાણી તથા બાળકોને લઇને બ્હેનોનાં લગન મહાલવા ગયો.

પછી તો તેમણે ખાધું પીધું ને મોજ કરી, ને મેં પણ મારી વાર્તા પુરી કરી હવે તો

**આંબે આવશે મ્હોર**
**ને વાર્તા કહીશું ફ્હોર!**

**આવીજ બીજી મજાની વાર્તા "પ્રધાન પુત્રીનાં પરાક્રમો" આજેજ વાંચી જજો!**



પુ૦ છાપનાર એમ. વાડીલાલની કં. મુંબઈ ૨